॥ શ્રીહરિઃ॥ 1503▲

# ભગવત્પ્રાપ્તિમાં ભાવનું પ્રાધાન્ય

भगवत्प्राप्तिमें भावकी प्रधानता ( गुजराती )

જયદયાલ ગોયન્દકા

॥ શ્રીહરિઃ ॥

# ભગવત્પ્રાપ્તિમાં ભાવનું પ્રાધાન્ય

भगवत्प्राप्तिमें भावका प्राधान्य ( गुजराती )

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ॥

જયદયાલ ગોયન્દકા

1503 Bhagwatprapti me Bhav ki_Section_1_Front

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

પરમ શ્રદ્ધેય શ્રીજયદયાલજી ગોયદન્કાએ પોતાના જીવનકાળમાં ઠેકઠેકાણે ઘણાં જ ભગવદ્વિષયક પ્રવચનો આપ્યાં છે, એમનો એકમાત્ર ઉદ્દેશ્ય હતો કે આપણો, મનુષ્યમાત્રનો ઉદ્ધાર થાય. આ પ્રવચનોની અન્તર્ગત એક ઘણી જ રહસ્યમય વાત વાંચવામાં આવી. એમાં બતાવવામાં આવ્યું છે કે ભગવાન રામચન્દ્રજી જ્યારે અંતર્ધાન થવા લાગ્યા ત્યારે અયોધ્યાવાસીઓને સરયૂની જળધારામાં ડૂબકી મરાવીને પોતાની સાથે પરમધામે લઈ ગયા. ભગવાન શ્રીકૃષ્ણે એરા (એક પ્રકારનું ઘાસ)ની ધારથી યદુવંશીઓનો ઉદ્ધાર કર્યો. આ જ રીતે હું (ગોયન્દકાજી) પુસ્તકો અને સત્સંગ દ્વારા મનુષ્યોનો ઉદ્ધાર કરું છું. આ વાત વાંચી-સાંભળીને આપણને રોમાંચ થઈ જવો જોઈએ. આવા અધિકારપ્રાપ્ત મહાપુરુષનાં પ્રવચનો આપણને વાંચવા-સાંભળવા મળી જાય એ આપણું કેટલું મોટું અહોભાગ્ય છે! આવાં પ્રવચનો વાંચીને, મનન કરીને જીવનમાં કાર્યાન્વિત કરીને આપણે કેવળ આપણો જ ઉદ્ધાર કરવામાં નહીં, અનેક ભાઈ-બહેનોનો ઉદ્ધાર કરાવવામાં સહાયક થઈ શકીએ છીએ. આ જ મહાપુરુષે અવારનવાર આપેલાં પ્રવચનો કેટલાક સજ્જનોએ લખી લીધાં અને ટેપ કરી લીધાં.

ભાઈ-બહેનોને તે પ્રવચનોથી લાભ મળી રહે તે હેતુથી તે પ્રવચનોને પુસ્તકોનું રૂપ આપીને પ્રકાશિત કરવામાં આવી રહ્યાં છે. અમને આશા છે કે તમે આ પ્રવચનોને મનોયોગપૂર્વક વાંચીને લાભ ઉઠાવશો.

**—પ્રકાશક**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી



~~■~~

# ભગવત્પ્રાપ્તિમાં ભાવનું પ્રાધાન્ય

પ્રત્યેક પ્રાણી પ્રત્યે પોતાનો ભાવ સારો રહેવો જોઈએ, પોતાની પ્રત્યેક ક્રિયામાં ભાવ સારો રહેવો જોઈએ, પ્રત્યેક પદાર્થમાં પણ પોતાનો ભાવ સારો રાખવો જોઈએ. પોતાનું સાધન પણ ઘણું ઉત્તમ ભાવયુક્ત હોવું જોઈએ. જો નામ-જપ ભાવથી કરવામાં આવે તો પરમાત્માની પ્રાપ્તિ બહુ જલદી થઈ શકે છે. પરમાત્માના સ્વરૂપનું ધ્યાન પણ જો ભાવયુક્ત થઈને કરવામાં આવે તો તેનાથી પણ બહુ જલદી પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. આવી રીતે પોતાનાં નિત્યકર્મ જો ભાવસહિત કરવામાં આવે તો તેમનાથી ઘણો વધારે લાભ થઈ શકે છે.

પ્રત્યેક યજ્ઞોપવીતધારીને દરરોજ શુક્લ યજુર્વેદના ૪૦મા અધ્યાય (ઈશાવાસ્યોપનિષદ)નો અથવા ૩૧મા અધ્યાય (પુરુષસૂક્ત)નો અર્થ અને ભાવ સહિત પાઠ કરવાથી યજ્ઞોપવીતી થવાની સફળતા પ્રાપ્ત થઈ જાય છે. આવી જ રીતે નિત્ય પ્રાતઃ અને સાયં સંધ્યા અને ગાયત્રી-મંત્રનો જપ જો ભાવયુક્ત થઈને કરવામાં આવે તો ઘણો વધારે લાભ થઈ શકે છે. ગાયત્રી-મંત્રમાં ભગવાનની સ્તુતિ (ગુણગાન) અને તેમના સ્વરૂપ અને ધ્યાનનું વર્ણન છે તથા ભગવાનથી આત્માના કલ્યાણની પ્રાર્થના છે. એક જ મંત્રમાં સ્તુતિ, ધ્યાન અને પ્રાર્થના પણ છે. આવા મંત્રો વેદોમાં ઘણા ઓછા છે. એટલા માટે બધા મંત્રોમાં ગાયત્રી-મંત્રને ઉત્તમ માનવામાં આવ્યો છે. તેથી ગાયત્રી-મંત્રનો જપ જો અર્થ અને ભાવને સમજીને કરવામાં આવે તો 'ગાયત્રી-મંત્ર'થી જ પરમ કલ્યાણ થઈ શકે છે. મહાભારતના શાંતિપર્વમાં ગાયત્રી-મંત્રના જપની એક કથા આવે છે –

પિપ્પલાદ વંશનો એક તપસ્વી બ્રાહ્મણ હતો. તેણે ગાયત્રી-મંત્રનો જપ કર્યો તો ગાયત્રીએ પ્રગટ થઈને દર્શન આપ્યાં. જ્યારે તેનો મૃત્યુકાળ આવ્યો ત્યારે મૃત્યુ, કાળ અને યમરાજ એ સૌ તેના આશ્રમમાં ઉપસ્થિત થયા, પરંતુ તેમનામાં એવી શક્તિ ન હતી કે તેના પ્રાણ કાઢીને લઈ

જઈ શકે. ગાયત્રી-મંત્રના જપથી ગાયત્રીદેવી ખુશ થયાં અને બોલ્યાં કે 'તું વરદાન માગ.' તેણે કહ્યું કે 'મને ગાયત્રી-મંત્રનો જપ જ બધા કરતાં ઉત્તમ લાગે છે, તેથી હું જપ જ કરતો રહું.' તેના જપ જોઈને રાજા ઈક્ષ્વાકુ પણ ત્યાં પહોંચ્યા અને બોલ્યા કે 'તમે મારી પાસેથી કોઈ ચીજ માગી લો, હું તમને આપવા તૈયાર છું.' એ સાંભળી તેણે કહ્યું – 'રાજન્! તમારે મારી પાસેથી કાંઈ માગવું હોય તો માગી લો, હું મારા તપના બળથી સર્વ કાંઈ આપી શકું છું.' (તાત્પર્ય એ છે કે જો તે તપસ્વી બ્રાહ્મણ ઇચ્છે તો બ્રહ્મા અને શિવની પદવી પણ આપી શકે છે.) રાજાએ કહ્યું કે 'તમે પોતાના ગાયત્રી-મંત્ર-જપનું તપરૂપી ફળ આપી દો.' ત્યારે બ્રાહ્મણે કહ્યું – 'લો, આપી દીધું.' પછી તેઓ ઈન્કાર કરવા લાગ્યા કે 'હું ક્ષત્રિય છું, તમે બ્રાહ્મણ છો. દાન લેવું એ મારું કામ નથી.' બ્રાહ્મણે કહ્યું – 'જો દાન લેવું નહોતું તો, તમે માગ્યું કેમ? હવે તો મેં કહી દીધું તેથી તમારે લેવું જ પડશે.' ન્યાય કરાવવામાં આવ્યો તો ધર્મરાજે એ જ ન્યાય કર્યો કે તમે બોલીને બંધાઈ ગયા છો, હવે તમારે લેવું જ પડશે. રાજાએ લેવું પડ્યું. પરંતુ લેવાથી બંને બ્રહ્મલોકમાં ગયા અને બ્રહ્માના શરીરમાં પ્રવેશ કરીને બ્રહ્મતેજ પ્રાપ્ત કરી લીધું.

આ પ્રમાણે સંધ્યાનો ઘણો ભારે પ્રભાવ બતાવવામાં આવ્યો છે. સંધ્યા-વંદન એ સૂર્યની ઉપાસના છે. જરત્કારુ ઋષિ સૂર્યની ઉપાસના કરતા રહેતા હતા. જ્યાં સુધી તેમની ઉપાસના પૂરી ન થતી ત્યાં સુધી તેમના પ્રભાવથી સૂર્યદેવ અસ્તાચલમાં જતા નહોતા. એક દિવસ સૂર્યાસ્તનો સમય થઈ ગયો. તે સમયે તેઓ સૂઈ રહ્યા હતા. તેમની પત્નીએ તેમને જગાડ્યા અને કહ્યું કે 'સૂર્યદેવ અસ્ત થવામાં જ છે, તમે ઊઠો, ક્યાંક તમારો નિયમ-ભંગ ન થવા પામે.' આ સાંભળીને તેઓ બોલ્યા - 'મારો નિયમ કેવી રીતે ભંગ થશે? જ્યાં સુધી હું સૂર્યને અર્ઘ્ય નહીં આપું ત્યાં સુધી સૂર્ય અસ્તાચલમાં કેવી રીતે જતા રહેશે? તેં મારા પ્રભાવને જાણ્યા વગર જ મને ઉઠાડ્યો છે.' (આ કથા

મહાભારતના આદિપર્વમાં આવે છે.) સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી, ખબર નહીં કેટલીય વાર આપણને સૂર્યની સ્મૃતિ થઈ આવે છે કે જોઈએ, ક્યાંક સૂર્ય અસ્ત તો નથી થઈ ગયોને – અમારે સંધ્યા કરવાની છે. આવા પ્રકારની સ્મૃતિ એ તેમની ઉપાસના જ છે. આ ઉપાસનાથી સૂર્ય ભગવાન પર અસર પડે છે કે આ બરાબર સંધ્યોપાસનાના સમયે મને યાદ કરી લે છે, આ મારો ઉપાસક છે. સંધ્યાના મંત્રોની વિધિ છે, તે વિધિનો અર્થ સમજો કે પ્રત્યેક મંત્રમાં શી વાત છે? પ્રત્યેક મંત્રમાં ચાર વાતો છે કે આ અમુક છન્દ છે, આનો અભિપ્રાય આ છે. છંદનું જ્ઞાન હોવું જોઈએ અને તે છંદ અનુસાર જ મંત્રનું ઉચ્ચારણ કરવું જોઈએ. આ એક નંબરની વાત છે. આ પ્રમાણે કરવાથી તે ઉચ્ચારણ શુદ્ધ માનવામાં આવે છે. શુદ્ધ ઉચ્ચારણ કરવાથી જ તે મંત્રનો વિશેષ લાભ થાય છે. તે મંત્રમાં જે દેવતાની ઉપાસના, સ્તુતિ-પ્રાર્થના અથવા ધ્યાન છે તે દેવતાનું જ્ઞાન હોવું જોઈએ. માની લો, મંત્ર તો છે બ્રહ્માજીનો અને ઉપાસના કરી રહ્યા છીએ શિવજીની, તો શિવજી મહારાજ સમજશે કે આ મૂર્ખ માણસ છે. આપણે મંત્ર તો દેવી સન્મુખ બોલી રહ્યા છીએ અને મંત્ર છે વિષ્ણુ ભગવાનનો! આવો વ્યતિક્રમ ન થવો જોઈએ. તેથી જે દેવતાની ઉપાસના તેમાં છે તે જ દેવતાનું ધ્યાન, પૂજા વગેરે કરવું જોઈએ. આ બીજી વાત છે. ત્રીજી વાત છે – ઋષિ એટલે કે આ મંત્રના ઋષિ કોણ છે? મંત્રના ભાવ, અર્થ તથા રહસ્યને જે ઋષિએ પ્રથમ જાણ્યો તે જ તેના ઋષિ છે – **'મન્ત્રદ્રષ્ટારો ઋષયઃ।'** ઋષિનું સ્મરણ થવાથી ઋષિ પ્રસન્ન થાય છે. ચોથી વાત છે – આ મંત્ર આ જગ્યાએ કયા વિષયમાં પ્રયોગ કરવા માટે છે, તે વિષયનું જ્ઞાન હોવું જોઈએ. જેમ કે ગાયત્રી-મંત્રનો સૂર્ય ભગવાનને અર્ઘ્ય આપતી વખતે, પ્રાણાયામ કરતી વખતે તથા માળા જપતી વખતે પ્રયોગ કરીએ છીએ. મંત્રનો વિષય સમજીને પ્રયોગ કરવામાં આવે તો વિશેષ લાભ થાય છે. મંત્રનો અર્થ અને વિધિ સમજીને સંધ્યા કરવામાં આવે તો તે સંધ્યાનું ઘણું ભારે માહાત્મ્ય છે. આપણે બધા સંધ્યા કરીએ છીએ, પરંતુ આ વાત

બરાબર સમજતા નથી, તેથી તેનું પૂરું ફળ મળતું નથી. જેમ કે એક માણસ હલવો બનાવવા માગે છે. ઘીથી લોટ શેકીને પાણી મેળવીને ખાંડ નાખવી જોઈએ, પરંતુ તે માણસ મૂર્ખતાને લીધે લોટ નાખવાને બદલે ખાંડ નાખી દે, ઘીથી ખાંડ શેકે, તો ખાંડ તો ઓગળશે નહીં. હલવાને બદલે કોઈ બીજી ચીજ બનશે. આ પ્રમાણે યજ્ઞોપવીતધારીએ આ ત્રણ વાતોનું પાલન કરવું જોઈએ – (૧) અર્થ અને ભાવસહિત સંધ્યોપાસના, (૨) ગાયત્રી-જપ અને (૩) વેદમંત્રનો પાઠ – જે અધ્યાય વધારે મહત્ત્વપૂર્ણ હોય તેનો પાઠ. જેમ કે મેં તમને ઈશાવાસ્યોપનિષદ અને પુરુષસૂક્ત બતાવ્યું. પૂરા અધ્યાયનો, નહીં તો અડધા અધ્યાયનો, જેટલો થઈ શકે એટલો જ પાઠ કરવો. જો તેનો અર્થ, ભાવ, તત્ત્વ, રહસ્ય સમજીને કરાય તો આટલો સમય જ નહીં લાગે, તેનું જીવન બહુ જલદી જ બદલાઈ જવું જોઈએ. જેમનું યજ્ઞોપવીત થઈ ગયું છે તેઓ સંધ્યા, ગાયત્રી તો કરતા જ હશે. જો નથી કરતા તો કરવી જોઈએ. નહિ તો તેમના માટે પ્રાયશ્ચિત્ત છે. બ્રાહ્મણ હોવા છતાંય જો સંધ્યા ન કરાય તો શાસ્ત્રાનુસાર બ્રાહ્મણોએ તે સંધ્યાવિહીન વ્યક્તિને બ્રાહ્મણ–જાતિમાંથી બહાર મૂકવો જોઈએ, એટલે કે જાતિમાંથી બહિષ્કૃત કરી દેવો જોઈએ. આ જ તેના માટે પ્રાયશ્ચિત્ત છે. આ પ્રમાણે પાઠની વાત છે. જેમ કે ગીતા–રામાયણનો પાઠ. પાઠ કરતી વખતે એનો અર્થ અને ભાવ સમજવો જોઈએ અને તેને પોતાના હૃદયમાં ધારણ કરવો જોઈએ. આ પ્રમાણે કરવાથી, ગીતાજીનો એક શ્લોક જ તેનું કલ્યાણ કરી દેશે; અને જો કોઈ પ્રતિદિન ભાવ અને અર્થ સમજીને એક અધ્યાયનો પાઠ કરે અને તેને ધારણ કરતો જાય તો તેની તો વાત જ શી કરવી? પાઠ કરતી વખતે જો ઊંઘ આવી જાય તો તે પાઠનું વિશેષ મહત્ત્વ નથી. પાઠ તો કરે છે પરંતુ અર્થનું જ્ઞાન નથી, ભાવની વાત તો દૂર જ રહી! શબ્દાર્થનું પણ જ્ઞાન નથી, તો તેને સાધારણ લાભ જ થવો જોઈએ. ન્યાય તો આ જ વાત કહે છે. તેનો ભાવ સમજીને મુગ્ધ થતો રહે તો પ્રત્યક્ષમાં પણ આનંદ થાય

છે અને પરિણામ-સ્વરૂપે તેને બહુ જલદી જ પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે.

ગીતાજીમાં એવા સેંકડો શ્લોક છે, જેમાંથી આપણે જો એક પણ શ્લોક ધારણ કરી લઈએ તો પોતાના ઉદ્ધારમાં કોઈ શંકાની વાત નથી. આ જ પ્રમાણે ભગવાનની માનસિક પૂજાના વિષયની વાત છે. પોતાના ઈષ્ટદેવનું – ભલે ભગવાન શ્રીરામ, શ્રીકૃષ્ણ, વિષ્ણુ અથવા શિવ કોઈ પણ હોય, તેમના સ્વરૂપનું મનમાં ધ્યાન કરવું અને બધી સામગ્રી, કે જે માનસિક છે – પ્રત્યક્ષ તો છે નહીં – તેનાથી ભગવાનની પૂજા કરવી. જે શરીરથી કરાય તે પણ માનસિક છે અને બધી ક્રિયા તો માનસિક છે જ. આ પ્રમાણે ભગવાનનું સ્વરૂપ, પૂજાની સામગ્રી અને કરનારનું શરીર તથા ભગવાનની બધી ક્રિયાઓ – બધું માનસિક છે. તેથી પૂજા કરતી વખતે એવા ભાવથી કરવી કે પ્રત્યક્ષમાં જ ભગવાન પધાર્યા છે અને હું ભગવાનની મૂર્તિની નહીં પરંતુ પ્રત્યક્ષમાં તેમની જ પૂજા કરી રહ્યો છું. ભગવાનનું જે સ્વરૂપ છે તે પણ મંદિરમાંની મૂર્તિ જેવું નહીં, પરંતુ પ્રત્યક્ષ જ છે. ભગવાન પ્રત્યક્ષમાં આવે ત્યારે જેવો સત્કાર કરીએ તેવો જ સત્કાર આપણે કરી રહ્યા છીએ. સારામાં સારી પૂજાની સામગ્રી લાવવી અને દક્ષિણા પણ બહુમૂલ્ય ચઢાવવી. પૂજાની સામગ્રી ઉત્તમ સુગન્ધિત દ્રવ્યોથી પરિપૂર્ણ હોય. ધૂપ આપીએ અથવા તિલક કરીએ, તે સુગન્ધિત સામગ્રીઓ સારામાં સારી અને કીમતીમાં કીમતી લાવીએ. પુષ્પ પણ ચઢાવીએ તો એવું કે જેવું નંદનવનના બગીચાનું પુષ્પ છે અને સોનાના રંગ જેવું છે. સોનાનું છે અને સુગન્ધ પણ આવે. સોનામાં સુગન્ધ તો નથી મળી શકતી, પરંતુ પોતાના ભાવથી તો મળી શકે છે. ફળ ચઢાવીએ તો અમૃતફળ ચઢાવીએ. આવી જ ઘણી કીમતી સામગ્રીઓથી અને ભાવથી ભગવાનની પૂજા કરવી. ભગવાનનાં ચરણ ધોઈએ તો મુગ્ધ થઈ જઈએ અને અશ્રુપાત થવા લાગે; એવું લાગે કે જાણે પ્રત્યક્ષમાં જ ભગવાનનાં ચરણ ધોઈ રહ્યો છું. આવી રીતે પૂજા કર્યા પછી ભોગ ધરાવવો. ભોગ

ધરાવતી વખતે એવો ભાવ થઈ જાય કે જાણે પ્રત્યક્ષમાં ભગવાન આવી ગયા છે અને હું એમના માટે ભોગ ધરાવી રહ્યો છું, પીરસી રહ્યો છું તથા તેઓ ભોજન કરી રહ્યા છે. તે સમયે આનંદમુગ્ધ થઈ જવું કે હું આજે કૃતકૃત્ય થઈ ગયો છું, કે ભગવાન મારા હાથથી ભોજન લઈ રહ્યા છે. પછી તેમની આરતી ઉતારવી. જેમ કોઈને પોતાના જમાઈની આરતી ઉતારવામાં આનંદ થાય છે તેવી જ રીતે આપણને સાક્ષાત્ ભગવાનની આરતી ઉતારવામાં તેના કરતાં લાખો ગણો આનંદ થવો જોઈએ. ખૂબ પ્રેમથી આરતી ઉતારવી. ભાવ જ મુખ્ય છે અને તે પોતાના હાથની ચીજ છે, તો પછી તેમાં કમી શા માટે? પછી તેણે રોજ-રોજ પૂજા થોડી જ કરવી પડશે? એક દિવસની પૂજામાં જ કામ થઈ જશે. ગીતાના શ્લોક અનુસાર ભાવ અને અર્થસહિત તેમની પૂજા થવી જોઈએ, કારણ કે તેનો પ્રત્યેક શ્લોક કલ્યાણ કરનારો છે.

**પત્રં પુષ્પં ફલં તોયં યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।**
**તદહં ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મનઃ ॥**

(ગીતા - ૯/૨૬)

'જો કોઈ મારો ભક્ત મને પ્રેમથી પત્ર, પુષ્પ, ફળ, જળ વગેરે આપે છે, તે પ્રિય પ્રેમીએ આપેલું હું સાક્ષાત્ પ્રગટ થઈને આરોગું છું.'

પ્રેમની વાત ઘણી અનોખી છે. દ્રૌપદીએ કરુણભાવથી ભગવાનને પોકાર્યા હતા. ભગવાન તે સમયે જઈ પહોંચ્યા અને તેના શાકના એક જ પાંદડાને મેળવીને તેમાં મુગ્ધ થઈ ગયા. ધ્રુવજીએ રાજ્યની કામનાથી ભગવાનને ભજ્યા અને તેમનું ધ્યાન કર્યું. ભગવાન ધ્રુવજી માટે જઈ પહોંચ્યા અને કહ્યું કે જે તારી ઇચ્છા હોય તે માગ. ધ્રુવે કહ્યું કે પહેલાં તો માગવાની ઇચ્છા હતી, પરંતુ હવે કોઈ ઇચ્છા નથી. ભગવાન બોલ્યા કે નથી તોપણ હું માગ્યા વગર તને આપીશ. તેં સકામ-ભાવથી મને ભજ્યો છે. જો હું કામનાની પૂર્તિ નહીં કરું તો પછી સકામી તો મને ભજશે જ નહીં. તારો નિષ્કામભાવ થઈ ગયો એ સારી વાત છે. આ રીતે ભગવાને નિષ્કામભાવનું ફળ મુક્તિ પણ આપી અને સકામભાવનું

ફળ રાજ્ય પણ આપ્યું. તેનો ભાવ કેટલી ઊંચી કક્ષાનો હતો! વનમાં તપસ્યા કરી રહ્યો છે, પરંતુ તેને ખાવાની, પીવાની, મળ-મૂત્રની અને ઊંઘની જરા પણ પરવા નથી. ધ્યાન લગાવ્યું તો તેમાં વિઘ્ન નાખવા માટે રાક્ષસો - અસુર લોકો આવ્યા, પરંતુ તેઓ પણ વિઘ્ન નાખી શક્યા નહીં. તે પોતાના ધ્યાનમાં મસ્ત રહ્યો અને એવો ભાવ થયો કે તેને ભગવાન સિવાય બીજી કોઈ વસ્તુનું જ્ઞાન ન રહ્યું. ધ્યાન હોય તો આવું જ હોવું જોઈએ; બલકે આનાથી પણ ચડિયાતું હોવું જોઈએ. નામ અને રૂપ બંનેય કલ્યાણ કરનારાં છે. ફળના વિષયમાં ભીલડીનું અને વિદુરજીના પત્નીનું ઉદાહરણ છે. વિદુરજીને ત્યાં તો ભગવાન ઘણી વાર ગયા, ક્યારેક ફળ ખવડાવ્યાં, ક્યારેક શાક. જ્યાં રોજ આવવા–જવાનું થાય ત્યાં પ્રેમમાં બધી રીતનું કામ પડે છે, કોઈ પ્રકારનો સંકોચ રહેતો નથી. એક વાર ભગવાન વિદુરજીને ઘરે ગયા તો સુલભાજી સ્નાન કરી રહ્યાં હતા. ભગવાનનો સાદ સાંભળીને તેઓ પ્રેમમાં એટલાં મુગ્ધ થઈ ગયાં કે કપડાં બદલવાનું પણ ધ્યાન ન રહ્યું. ત્યારે ભગવાને પીતામ્બરથી તેમનું શરીર ઢાંકી દીધું. પ્રેમમાં એટલાં મુગ્ધ થઈ ગયાં કે, ખવડાવવો તો જોઈતો હતો કેળાનો ગરભ, પરંતુ ખવડાવવા લાગ્યાં કેળાનાં છોતરાં! વિદુરજી પણ આવ્યા અને બોલ્યા – તું શું ખવડાવી રહી છે. તે બોલ્યાં – કેળાં. વિદુરજી બોલ્યા – જો તો ખરી, તું શું ખવડાવી રહી છે. જોયા પછી વિચાર થયો કે મેં તો ઘણો મોટો અપરાધ કરી દીધો છે. પછી કેળાંનો ગરભ ખવડાવવા લાગ્યા અને પૂછ્યું કે મહારાજ! સારાં છે? ભગવાન બોલ્યા – સારાં તો છે, પરંતુ જે સ્વાદ છોતરાંમાં હતો તે સ્વાદ નથી. ભગવાનને આવી રીતે પ્રેમથી ભોગ ધરાવવો જોઈએ, જેથી ભગવાને બાધ્ય થઈને પ્રગટ થવું પડે. આવી જ રીતે એક પુરવા જળનું સેવન કરવા માટે ભગવાન રન્તિદેવના ઘેર પહોંચી ગયા. તેમનો ભાવ હતો, સ્વયં ભૂખ્યા રહીને પણ બીજાઓના પ્રાણોનું રક્ષણ કરવું, બધામાં ભગવદ્બુદ્ધિ કરવી – આ બહુ ઊંચો ભાવ છે. ભગવાન સ્વયં ચાંડાલનું રૂપ ધારણ કરીને તેમની પાસે જળ

પીવા માટે આવ્યા. તેઓ ૪૮ દિવસથી તરસ્યા હતા, તોપણ સ્વયં જળ નહીં પીતાં તે ચાંડાલને જળ પિવડાવી દીધું. પહેલાં તો એક ચાંડાલ ઘણા કૂતરાઓને સાથે લઈને આવ્યો અને કહ્યું કે મારા કૂતરાં ભૂખ્યા છે. ત્યારે રતિદેવને ભોજન તેમને આપી દીધું. તે પછી જેવું જ વધેલું જળ તેઓ પીવા લાગ્યા તે જ સમયે બીજો ચાંડાલ આવ્યો અને કહ્યું કે હું તરસ્યો છું, મને જળ આપો; તો તેમણે તેને જળ આપી દીધું. ત્યારપછી ભગવાન બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના રૂપમાં પ્રગટ થઈને બોલ્યા – અમે તારાથી પ્રસન્ન થયા છીએ. અમે જ ચાંડાલ અને કૂતરાનું રૂપ ધારણ કરીને તારી પરીક્ષા કરવા માટે આવ્યા હતા. તું પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ ગયો, તેથી અમે સ્વયં આવ્યા છીએ. હવે તારી ઇચ્છા અનુરૂપ વરદાન માગ. તેમણે કહ્યું – તમારી કૃપા છે, પરંતુ મારી તો કોઈ ઇચ્છા નથી. આ છે નિષ્કામભાવ. કહેવા છતાં પણ કંઈ માગ્યું નહીં. જેમ કે પ્રહ્‌લાદજીને ભગવાને જ્યારે કહ્યું ત્યારે પણ પ્રહ્‌લાદે કશું માગ્યું નહીં. વિશેષ કહેવાથી એ જ માગ્યું કે 'મારી માગવાની ઇચ્છા જ ન રહે.' પ્રહ્‌લાદજીના જેવો નિષ્કામભાવ હોય તો તે ઘણી જ ઉત્તમ કક્ષાની વાત છે. આવું જ હોવું જોઈએ. ભગવાન સાથે પ્રેમ હોવો જોઈએ. ભલે સકામ-ભાવથી હોય, ત્યારે પણ ખુશ થવું જોઈએ. જો પ્રેમ પણ હોય અને નિષ્કામભાવ પણ હોય, પછી તો વાત જ શી છે? પ્રેમ પણ ભાવ છે, નિષ્કામ પણ ભાવ છે – ભાવ જ ભગવાન છે. ભીલડીનો ભાવ જુઓ. તે ભગવાનને માટે સારામાં સારાં બોર એકઠાં કરે છે. જ્યારે ભગવાન આવ્યા ત્યારે કેટલા પ્રેમથી ભગવાનને બોર આપી રહી છે અને ભગવાન પ્રેમથી તે આરોગી રહ્યા છે!

પત્ર, પુષ્પ, ફળ, જળ ભગવાનને અર્પણ કરવાં એ કોઈ મહત્ત્વની ચીજ નથી, તેની સાથે જે પ્રેમભાવ છે તે મહત્ત્વપૂર્ણ છે. ભગવાન પ્રેમના જ ભૂખ્યા છે –

**હરિ બ્યાપક સર્બત્ર સમાના । પ્રેમ તેં પ્રગટ હોહિં મૈં જાના ॥**

(રામચરિતમાનસ - ૧/૧૮૫/૫)

શિવજી મહારાજ દેવતાઓની વચ્ચે કહે છે કે હરિ બધી જગ્યાએ સમાન-ભાવથી વ્યાપક છે અને તેઓ પ્રેમથી પ્રગટ થાય છે, આ વાત હું જાણું છું. શિવજી નહીં જાણશે તો જાણશે જ કોણ? **'રામહિ કેવલ પ્રેમ પિઆરા'** (રામચરિતમાનસ - ૨/૧૩૭/૧) રામને કેવળ પ્રેમ જ પ્રિય છે. **'જાનઉઁ એક પ્રેમ કર નાતા'** – ભગવાન કહે છે કે મારે એક પ્રેમનો જ નાતો છે. આ શબ્દોને ધ્યાનમાં રાખીને ભગવાનને પ્રેમ કરવો જોઈએ. પ્રેમ જ અસલી ચીજ છે. ગીતા (૯/૨૬)માં વિચાર કરીને જુઓ કે વારંવાર પ્રેમની આવૃત્તિ કરવામાં આવી છે – **'યો મે ભક્ત્યા૦'** આમાં પ્રેમ છે કે જે મને ભક્તિથી આપે; **'ભક્ત્યુપહૃતમ્'** – તે ભક્તિથી આપેલું, **'પ્રયતાત્મનઃ'** – મારા પ્રિય ભક્ત વડે - આ શ્લોકમાં પ્રેમના શબ્દો ભરી દીધા. આપણે નિત્ય એકાંતમાં બેસીને સાધન કરીએ છીએ. ભગવાનના નામના જપ, સ્વરૂપનું ધ્યાન વગેરે અર્થ અને ભાવને સમજીને, તત્ત્વ-રહસ્યને સમજીને શ્રદ્ધા અને પ્રેમપૂર્વક કરવામાં આવે તો એ ઘણું કીમતી છે. આવી જ રીતે ગીતા અને રામાયણનો પાઠ અર્થ સમજીને કરવામાં આવે તો તે કીમતી છે અને ભાવ સમજીને કરવામાં આવે તો એથીય વધારે કીમતી છે. જો તે ભાવથી ભાવિત થઈ જવાય તો પછી કહેવું જ શું?

આવી જ રીતે રાત્રે સૂતી વખતે પણ ભગવાનના જપ અને ધ્યાનમાં તન્મય થઈને સૂવું, ભાવ હૃદયમાં ધારણ કરીને સૂવું, ભગવાનના ગુણ, પ્રભાવ, તત્ત્વ, રહસ્યને સમજતા રહીને સૂવું; ભગવાનના નામ-રૂપને મનથી ધારણ કરીને સૂવામાં આવે તો તે શયનકાળ પણ સાધન-કાળ બની જાય છે. આવી જ રીતે વ્યવહારકાળમાં પણ કોઈની સાથે વ્યવહાર કરવામાં આવે તો તે નિષ્કામ-ભાવથી કરવો. કેવળ એક નિષ્કામ-ભાવથી જ કલ્યાણ થઈ જાય છે. કર્મયોગમાં નિષ્કામ-ભાવ જ પ્રધાન છે. નિષ્કામભાવ વિનાનો કર્મયોગ કર્મયોગ જ નથી. પોતાની પ્રત્યેક ક્રિયા ભાવયુક્ત થવી જોઈએ. પોતાની પ્રત્યેક ક્રિયામાં શ્રદ્ધા રહેવી જોઈએ, પ્રેમ રહેવો જોઈએ, સમતા

રહેવી જોઈએ, ઉદારતા રહેવી જોઈએ, વિનય અને નિષ્કામભાવ રહેવો જોઈએ. આ બધા ભાવોથી ભાવિત થઈને જો પોતાની ક્રિયા થાય તો આપણો આત્મા શુદ્ધ થાય છે અને તેથી આપણને પરમાત્માની પ્રાપ્તિ તે જ સમયે થઈ શકે છે. કોઈની પણ સાથે આપણે વ્યવહાર કરીએ, ભલે તે દેવતા, મનુષ્ય, પશુ, પક્ષી વગેરે કોઈ પણ હોય, તેમાં ભગવદ્ભાવ હોવો જોઈએ. પરમાત્મા બધામાં વિરાજમાન છે. કોઈ પણ એવું પ્રાણી નથી, કે જેનામાં પરમાત્મા ન હોય. સ્વયં ભગવાન કહે છે –

**અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ ।**

(ગીતા - ૧૦/૨૦)

પ્રાણીમાત્રના હૃદયમાં હું જ તેમનો આત્મા બનીને રહેલો છું. એવું નથી કે હું દેવતાઓમાં છું, મનુષ્યોમાં છું –

**ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।**

(ગીતા - ૧૮/૬૧)

ઈશ્વર બધાં ભૂત-પ્રાણીઓના હૃદયમાં રહેલા છે. કેવળ મનુષ્યોમાં હોય, દેવતાઓમાં હોય એવી વાત નથી, બલકે કીડીથી લઈને બ્રહ્માપર્યન્ત જેટલાં પ્રાણીઓ છે તે બધાંમાં ભગવાન વિરાજમાન છે. તેથી સૌમાં ભગવદ્ભાવ કરીને એટલે કે ભગવદ્ભાવથી ભાવિત થઈને સૌની સાથે વ્યવહાર કરીએ તો પોતાનો વ્યવહાર ઉચ્ચમાં ઉચ્ચ કોટિનો એની મેળે જ થવા લાગે, ભલે બહારથી તે વ્યવહાર ન હોય. જેમ કે ક્યાંક નાટક ભજવાઈ રહ્યું છે અને તે નાટકમાં એક માણસનો દીકરો સિપાઈના વેશમાં આવે છે અને તે સ્વયં તે નાટકમાં ચોરનો વેશ ભજવે છે. ચોર જેવી રીતે સિપાઈથી ડરે છે તેવી જ રીતે તે પણ ડરે છે, પરંતુ અંદરથી તો તે ચોર એ વાત સમજે છે કે આ સિપાઈના વેશવાળો મારો જ દીકરો છે. ઉપરથી તો રાજ્યનો સિપાઈ સમજીને તેવો જ વ્યવહાર કરવો જોઈએ. માની લો, પોતાનો દીકરો ક્યાંક મેજિસ્ટ્રેટ છે અને તમે ત્યાં વાદી-પ્રતિવાદી બનીને જાઓ તો

ત્યાં તેને પોતાનો અધિકારી જ સમજવો જોઈએ, વેશને લજાવવો જોઈએ નહીં; પરંતુ અંદરથી તો એ સમજે છે કે ન્યાય કરનારો, હાકિમની જગ્યાએ જે બેઠો છે તે મારો પુત્ર છે. આવી જ રીતે બધાંના હૃદયમાં ઈષ્ટદેવ ભગવાન વિરાજી રહ્યા છે. આ ભાવ પોતાના હૃદયમાં હરદમ જાગ્રત રહેવો જોઈએ. ભગવાન લીલા કરી રહ્યા છે અને ગોપીઓ તેમની લીલા જોઈને ખુશ થઈ રહી છે. ભગવાન ભલે બાળકોની સાથે રમી રહ્યા હોય, ભલે ગાય-વાછરડાંઓને ચરાવી રહ્યા હોય, પરંતુ તે ગોપીઓ તો એમ જ સમજી રહી છે કે આ ભગવાન છે. તેમની પ્રત્યેક ક્રિયા એમને લીલાના રૂપમાં દેખાય છે. આવી જ રીતે બધા પદાર્થોમાં ભાવની બહુ આવશ્યકતા છે. જેટલાં જડ અથવા ચેતન છે – પહાડ છે, વૃક્ષ છે અથવા કોઈ મકાન છે – તે બધાંમાં, એમ સમજવું જોઈએ કે, ભગવાન જ વ્યાપ્ત થઈ રહ્યા છે. તેથી તે પદાર્થોને નહીં જોતાં જે તેમનામાં વ્યાપ્ત છે તેને જોઈને મુગ્ધ થવું જોઈએ. જેમ કે થાંભલો જડ પદાર્થ છે, પરંતુ પ્રહ્લાદને તો થાંભલામાં પણ ભગવાન દેખાઈ રહ્યા છે. તેથી થાંભલામાં ભગવાન પ્રગટ થઈ ગયા. ભગવાન તો હતા જ, પરંતુ લોકોને એ વાત બતાવી દીધી કે મારો ભક્ત ખોટું નથી કહી રહ્યો, તેને મારું પ્રત્યક્ષ દર્શન થઈ રહ્યું છે. પ્રહ્લાદને આગમાં બેસાડી દીધા તો આગ પણ તેમને ભગવાનના રૂપમાં દેખાય છે, પછી તે આગ પ્રહ્લાદને બાળે કેવી રીતે? આ આશ્ચર્યની જ વાત છે, અપ્રાકૃત વાત છે, કારણ કે પ્રકૃતિમાં એવી વાત જોવામાં નથી આવતી કે આગ કોઈને ન બાળે. હિરણ્યકશિપુને પણ આ જોઈને આશ્ચર્ય થયું કે આગ તને કેમ નથી બાળતી? તેણે કહ્યું કે આ (આગ) મને ચંદન જેવી શીતળ પ્રતીત થાય છે. પ્રહલાદનો અદ્‌ભુત ભાવ છે. એવો જ ભાવ પોતાનો હોવો જોઈએ. જડ પદાર્થોમાં પણ ગોપીઓનો ભાવ જોઈને ભગવાન બોલ્યા કે ગોપીઓ મને બધા કરતાં વધારે વહાલી છે. ભગવાન તેમની સુંદરતા અથવા અવસ્થાને જોઈને પ્રેમ નહોતા કરતા, પરંતુ તેમના ભાવને જોઈને પ્રેમ કરતા

હતા. આવો ભાવ સ્ત્રીમાં, પુરુષમાં, પશુમાં – કોઈનામાં પણ થઈ શકે છે. હનુમાનજીનું શરીર તો વાનરનું હતું, પરંતુ તેમનામાં ભાવ ઉત્પન્ન થઈ ગયો. હનુમાનજી કહે છે –

**કી તુમ્હ તીનિ દેવ મહઁ કોઊ । નર નારાયણ કી તુમ્હ દોઊ ॥**

(રામચરિતમાનસ - ૪/૧/૧૦)

જ્યારે રામ અને લક્ષ્મણ ઋષ્યમૂક પર્વતની નજીક આવ્યા છે ત્યારે હનુમાનજી સુગ્રીવના મોકલવાથી ત્યાં ગયા. હનુમાનજીએ પહેલાં તો એ પૂછ્યું કે તમે બંને ભાઈઓ, જેઓ ક્ષત્રિયનું રૂપ ધારણ કરીને વનમાં ઘૂમી રહ્યા છો, કોણ છો? પછી જ્યારે તેમનો ભાવ બદલાઈ ગયો ત્યારે તેમણે પૂછ્યું કે તમે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ – આ ત્રણ દેવતાઓમાંથી તો નથી ને! કે પછી તમે સ્વયં નર-નારાયણ જ આ રૂપમાં આવ્યા છો? પછી કહે છે –

**જગ કારન તારન ભવ ભંજન ધરની ભાર ।**
**કી તુમ્હ અખિલ ભુવન પતિ લીન્હ મનુજ અવતાર ॥**

(રામચરિતમાનસ - ૪/૧)

તમે સંસારનો ઉદ્ધાર કરવા માટે અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે આખા બ્રહ્માંડના માલિક એટલે કે સાક્ષાત્ પરમાત્મા હોવા છતાં પણ મનુષ્યના રૂપમાં અવતાર તો નથી લીધો ને? હનુમાનજીનો કેવો ઉત્તમ ભાવ છે! આવો ભાવ હોય, પછી ભગવાન છુપાઈને કેવી રીતે રહી શકે? ભગવાન પ્રગટ થઈ જ ગયા. ત્યાં સુધી કે ભગવાને હનુમાનને ત્યાં અનન્યભક્તિનો ઉપદેશ આપ્યો –

**સમદરસી મોહિ કહ સબ કોઊ । સેવક પ્રિય અનન્યગતિ સોઊ ॥**

(રામચરિતમાનસ - ૪/૩/૮)

હે હનુમાન! લોકો મને સમદર્શી કહે છે, પરંતુ મને સેવક પ્રિય છે, કારણ કે તે અનન્યગતિ હોય છે. આવો જે અનન્ય પ્રેમી અને સેવક છે તે મારો અતિશય પ્રિય છે.

અનન્ય ભક્તનું લક્ષણ કહેતાં ભગવાન રામ કહે છે –

**સો અનન્ય જાકેં અસિ મતિ ન ટરઇ હનુમંત ।**
**મૈં સેવક સચરાચર રૂપ સ્વામિ ભગવંત ॥**

(રામચરિતમાનસ - ૪/૩)

હનુમાન! તે જ મારો અનન્ય ભક્ત છે, કે જેની બુદ્ધિ આ સિદ્ધાંતથી ક્યારેય નથી ટળતી, ક્યારેય નથી હટતી કે ચરાચર સંસાર ભગવાનનાં સ્વરૂપોનો સમુદાય છે અને હું બધાંનો સેવક છું. જેનો આવો ભાવ છે, જેની આવી અટલ બુદ્ધિ છે તે મારો અનન્ય ભક્ત છે. ભગવાને પોતાની અનન્ય ભક્તિનો ઉપદેશ હનુમાનને આપ્યો છે. જોકે હનુમાનજી જાતિએ તો વાનર છે. આવી જ રીતે જટાયુ જાતિએ પક્ષી છે અને પક્ષીઓમાં પણ અધમ, માંસાહારી છે, પરંતુ ભગવાનને માટે તેણે પોતાનું શરીર અર્પણ કરી દીધું. ભગવાને તેની હાલત જોઈ. તેનામાં બોલવાની શક્તિ નહોતી રહી. તે ગીધને પોતાના ખોળામાં લઈને બેઠા અને તેણે પોતાના સંકેતથી જ બતાવ્યું કે રાવણ સીતાને દક્ષિણ દિશા તરફ લઈ ગયો છે. આવું કહેતાં તેણે પ્રાણોનો ત્યાગ કરી દીધો.

ભગવાન તેને કેટલો પ્રેમ કરે છે – પોતાની જટાથી તેની ધૂળ ખંખેરી અને તેને પોતાના પરમધામમાં મોકલી દીધો. વાલી પણ જાતિએ વાનર હતો. તે ઘણો પાપી હતો, પરંતુ ભગવાનને જોઈને તેનો ભાવ બદલાઈ ગયો. આટલા મોટા પાપીનો પણ ભાવ જોઈને ભગવાને તેનો ઉદ્ધાર કરી દીધો. વાલીએ કહ્યું –

**સુનહુ રામ સ્વામી સન ચલ ન ચાતુરી મોરિ ।**
**પ્રભુ અજહૂઁ મૈં પાપી અંતકાલ ગતિ તોરિ ॥**

(રામચરિતમાનસ - ૪/૯)

હે શ્રીરામજી! સાંભળો, તમ સ્વામી સાથે મારી ચતુરાઈ ચાલી ના શકે. હે પ્રભુ! અંતકાળમાં તમારી ગતિ (શરણ) પામીને હું હજુ પણ શું પાપી જ રહ્યો છું? ભગવાન તે જ સમયે પ્રસન્ન થઈ ગયા અને તેને પોતાના પરમધામમાં મોકલી દીધો.

ભાવ બદલાવો જોઈએ, પછી ભલે કોઈ મનુષ્ય હોય, દેવતા હોય,

પશુ હોય, પક્ષી હોય, અસુર અથવા રાક્ષસ પણ કેમ ન હોય. પ્રહ્લાદ અસુર-જાતિના હતા, પરંતુ તેમનો ભાવ કેટલો ઊંચો હતો. તેમનો ભાવ જોઈને તેમની સાથે ભગવાને કેવો પ્રેમનો વ્યવહાર કર્યો! ભગવાન નરસિંહરૂપે પ્રગટ થયા અને તેમને ખોળામાં બેસાડીને તેમનો હાથ ચાટવા લાગ્યા અને કહ્યું કે બેટા! મારા આવવામાં વિલંબ થઈ ગયો, તેથી તું મારા અપરાધનો વિચાર ના કરતો, ક્ષમા કરજે. વિભીષણ રાક્ષસ–જાતિના હતા, પરંતુ જ્યારે મળવા માટે આવ્યા ત્યારે ભગવાને તેમને આશ્વાસન આપ્યું કે મારો એ નિયમ છે કે જે એક વાર પણ કહી દે છે કે હું તમારા શરણે છું તેનો હું ત્યાગ નથી કરતો, તેથી તેને આવવા દો. ભગવાન તો કેવળ ભાવ જુએ છે, પ્રેમ જુએ છે. આ બધી વાતોને ખ્યાલમાં રાખીને આપણે ભાવ તરફ ધ્યાન આપવું જોઈએ અને ભગવાનને ખૂબ પ્રેમ કરવો જોઈએ. જ્યારે ભાવ પોતાની પાસે છે, પછી પરમાત્માની પ્રાપ્તિમાં વિલંબ કેમ? પોતાનો ભાવ બદલવો જોઈએ. જેટલા પણ પદાર્થો છે, પોતાની જે ક્રિયા છે, પોતાનો જે વ્યવહાર છે તેમાં પોતાનો ભાવ ઉચ્ચ-કોટિનો હોવો જોઈએ. આપણે કોઈની સેવા કરીએ તો ભગવદ્‌ભાવથી એને નારાયણનું સ્વરૂપ સમજીને સેવા કરીએ. યજ્ઞ, દાન, તપ વગેરે કોઈ પણ ક્રિયા કરીએ, ભગવાનની આજ્ઞા સમજીને કરીએ અને ભગવાન માટે જ કરીએ. નાનામાં નાની ક્રિયાથી પણ ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે અને થઈ પણ છે. તેથી આવશ્યકતા છે નિષ્કપટ ભાવની, કેમ કે ભગવત્પ્રાપ્તિમાં સર્વત્ર ભાવનું જ પ્રાધાન્ય છે.

# કર્તવ્ય-પાલન અને બીજાઓના અધિકારની જાળવણી

સત્સંગમાં આવીને બેસી જવું એ જ આપણા હાથની વાત છે અને બીજું આપણા વશની વાત નથી. બેસીને એ વાતોને સારી રીતે સાંભળવી, કે જે આપણે યથાશક્તિ કરીએ જ છીએ, પણ તે વાતો સાંભળીને અમલમાં મૂકવી એ અસલ વાત છે. સત્સંગમાં રુચિ અને શ્રદ્ધા ઓછી થવાને કારણે જ આળસ આવે છે અને બીજાં બધાં કારણો ગૌણ છે. મને તો આળસ ત્યારે જ આવે છે કે જ્યારે રાતે પાંચ કલાક સૂવા ના મળે. હું છ કલાક સૂવાની કોશિશ કરું છું તો નિયમિતરૂપે પાંચ કલાક સૂવા મળી જાય છે, જેથી નિદ્રા મારા સમયમાં દખલ કરતી નથી. એ વિચારવું જોઈએ કે આપણો સમય કેવી રીતે વિતાવવો. આપણી જવાબદારીનાં જે કામ છે તેમાં આપણી ડ્યૂટી કરવામાં ઊણપ રહેવા દેવી જોઈએ નહીં. જે આપણી ડ્યૂટી છે અર્થાત્ જે કામ માટે આપણે આવ્યા છીએ, તે કામ કરવું જોઈએ. પ્રથમ નંબરનું કામ છે પરમાત્માની પ્રાપ્તિ કરવી અને એ માટે બધા પ્રકારે કોશિશ કરવી. મનથી, વાણીથી, શરીરથી, ઈન્દ્રિયોથી એટલે કે બધા પ્રકારે કોશિશ કરવી. એની ઊણપમાં બાધક છે શરીરનો આરામ, ખાવા-પીવાનો આરામ અને સૂવાનો આરામ. બીજું કંઈ રહે કે ના રહે, પણ શરીર કાયમ રહેવું જોઈએ અને એને કાયમ રાખવાની જેટલી તત્પરતા છે એના કરતાં કંઈક વધુ તત્પરતા પરમાત્મા માટે હોવી જોઈએ. ભગવાન પ્રાણોથી પણ વધારે પ્રિય હોવા જોઈએ. પોતાના શરીર માટે આપણે જેટલાં સાધન કરીએ છીએ એનાથી વધુ સાધન પરમાત્માની પ્રાપ્તિ માટે કરવાં જોઈએ. આ જ ખરી જવાબદારી છે.

શરીરની જવાબદારી જબરદસ્તીથી પોતાના ઉપર લઈ રાખી છે, જોકે એ જરાય પોતાની જવાબદારી છે જ નહીં. આ જવાબદારી તો પ્રારબ્ધ પર નિર્ભર છે અને ભગવાને એના માટે જે વિધાન બનાવી

દીધું, એમાં ન તલભાર ઘટી શકે છે કે ન રાઈ જેટલું વધી શકે છે. જેની જવાબદારી ભગવાને લઈ રાખી છે તેની જવાબદારી તો જબરદસ્તીથી જ આપણે પોતાના ઉપર લઈ લીધી છે અને જે આપણી જવાબદારી છે તેને છોડી દીધી છે. તમે પોતાનો ભાર ભગવાન ઉપર છોડી દો. સ્વયં પોતાને ભગવાનને અર્પણ કર્યા પછી આપણે ભગવાનના જ થઈ ગયા અને ભગવાનની આજ્ઞાનું પાલન કરીએ તો આપણો ઉદ્ધાર થવામાં કોઈ શંકા નથી. જો માલિક પણ સાચો હોય અને ગુમાસ્તો પણ સાચો હોય તો તેમનો વ્યવહાર આદર્શ હોય છે અને આવો વ્યવહાર બીજાંઓ માટે એક સાધન છે. જેમ કે સિદ્ધ મહાત્મા પુરુષમાં જે લક્ષણો છે તે સ્વાભાવિક જ છે અને સાધકો માટે તે સાધન છે. સિદ્ધ મહાપુરુષોનાં લક્ષણોનો સમૂહ સાધકો માટે સાધન છે. આ જ રીતે સ્વામી અને સેવક બન્ને જો યોગ્ય હોય તો બન્નેનું પણ પરસ્પર કલ્યાણ થઈ જાય છે.

**દેવાન્ભાવયતાનેન તે દેવા ભાવયન્તુ વઃ।**
**પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ ॥**
(ગીતા - ૩/૧૧)

બ્રહ્માજી મનુષ્યોને કહે છે કે આ યજ્ઞ વડે તમે દેવતાઓને ઉન્નત કરો અને તે દેવતાઓ તમને ઉન્નત કરે એટલે કે દેવતાઓ પોતાની ઉન્નતિનો ખ્યાલ નહીં કરીને તમને ઉન્નત કરે અને તમે પોતાનો ખ્યાલ નહીં કરીને દેવતાઓને ઉન્નત કરો. આ પ્રમાણે પરસ્પર એક-બીજાને ઉન્નત કરતા રહીને બન્ને પરમ શ્રેયને પ્રાપ્ત થઈ જશો. પરમ શ્રેય એટલે પરમાત્માની પ્રાપ્તિ અથવા આત્માનો ઉદ્ધાર. આવી જ રીતે સ્વામી સેવકની ઉન્નતિનો ખ્યાલ રાખે અને સેવક સ્વામીની સેવા તરફ ધ્યાન આપે તો તેઓ એક-બીજાની ઉન્નતિ કરતા રહીને, એક-બીજાને પ્રેમ કરતા રહીને એટલે કે પોતાની પરવા નહીં કરીને, પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને એક-બીજાની ઉન્નતિને માટે પરાયણ થાય તો બન્નેનો ઉદ્ધાર થઈ જાય. આ જ વાત બધાંને લાગુ થાય છે. પત્ની માત્ર પતિની

સેવાને પરાયણ થઈ જાય અને પતિ પત્નીના હિતમાં લાગી જાય તો સ્વાર્થ-ત્યાગના બળે એક-બીજાના હિતમાં રત હોવાથી બન્નેનું પણ કલ્યાણ થઈ જાય. પુત્ર માતા-પિતાની સેવાને પરાયણ થઈ જાય અને એ સમજી લે કે મારું જે કંઈ છે તે માતા-પિતા જ છે, તેઓ જ ઈશ્વર છે, તેથી તેમની સેવા એ જ મારો પરમ ધર્મ છે, મારે બીજું કંઈ જ કરવાનું નથી અને મારે પોતાના તરફ જોવાનું નથી; તો એ માતા-પિતા અને પુત્ર બન્નેનું કલ્યાણ થઈ જાય. પદ્મપુરાણમાં કથા આવે છે કે એક મૂક ચાંડાલ પોતાનાં માતા-પિતાની સેવાને જ પરાયણ હતો અને એ જ કારણે તેનું અને તેનાં માતા-પિતાનું કલ્યાણ થઈ ગયું. તે માતા-પિતા તેનું હિત ચાહતાં હતાં અને એમના આશીર્વાદથી તેનું પરમ હિત થઈ ગયું અને તે માતા-પિતાની બધા પ્રકારે સેવા કરતો હતો, જેનાથી બન્નેનું કલ્યાણ થઈ ગયું. આધુનિક સમયમાં કળિયુગમાં પુણ્ડરીક નામનો માતા-પિતાનો ભક્ત પંઢરપુરમાં ચન્દ્રભાગા નદીના કિનારે રહેતો હતો. ત્યાં ભગવાનનું મંદિર છે અને એમાં તેની અને તેનાં માતા-પિતાની મૂર્તિઓ પણ છે. સાંભળવામાં આવે છે કે બનારસમાં માતા-પિતાના કોઈ ભક્તના દૃશ્યને જોઈને તેનામાં પણ માતા-પિતાની ભક્તિ જાગી અને તે એ રીતે માતા-પિતાની સેવાને પરાયણ થયો કે એક દિવસે વગર બોલાવ્યા જ ભગવાન આવીને તેની પાછળ ઊભા રહી ગયા અને બોલ્યા – 'પુણ્ડરીક! હું ભગવાન તને મળવા માટે આવ્યો છું.' પુણ્ડરીક બોલ્યો – 'આવો મહારાજ! બહુ કૃપા કરી' અને તેની સામે એક ઇંટ પડી હતી તેને પાછળ સરકાવીને તે બોલ્યો – 'બેસો.' ત્યારે ભગવાન બોલ્યા – 'હું તને મળવા આવ્યો છું.' પુણ્ડરીકે કહ્યું – 'પ્રભુ! અત્યારે તો હું માતાપિતાની સેવા કરી રહ્યો છું, ફુરસદ મળતાં તમને મળીશ.' ભગવાન બોલ્યા – 'હું ભગવાન તને મળવા તારા ઘરે આવ્યો અને તને મને મળવાની પણ ફુરસદ નથી?' પુણ્ડરીકે કહ્યું – 'મહારાજ! હું અત્યારે સેવા કરી રહ્યો છું ને! વારુ બતાવો, તમે વગર બોલાવ્યા કેમ આવ્યા?' ભગવાન બોલ્યા –

'તું માતા-પિતાનો ભક્ત છે, એટલા માટે હું તને દર્શન આપવા આવ્યો છું.' 'ભલે, માતા-પિતાની ભક્તિનો શું આટલો મોટો પ્રભાવ છે કે તમારે વગર બોલાવ્યા આવવું પડ્યું?' ભગવાને કહ્યું કે 'હા, માતા-પિતાની ભક્તિનો તો આવો જ પ્રભાવ છે.' પુણ્ડરીકે કહ્યું - 'જો માતા-પિતાની ભક્તિનો આવો પ્રભાવ છે, તો પછી તમે જ બતાવો કે હું માતા-પિતાની ભક્તિ કેવી રીતે છોડી શકું? અત્યારે તો હું માતાપિતાની સેવા કરી રહ્યો છું. તમે કોઈ બીજા સમયે દર્શન આપજો.' આટલું સાંભળતાં જ ભગવાન સમ્મુખ આવી ગયા અને બોલ્યા - 'હું તારી પરીક્ષા કરી રહ્યો હતો કે તું મારી અવગણના કરે છે કે માતા-પિતાની? તેં માતા-પિતાની સેવાની ટેકને છોડી નહીં અને મારી અવગણના કરી, તેથી હું ખુશ થયો છું.' પ્રેમના સમ્બન્ધે તો હંમેશાં મળે છે, પણ અહીં ભગવાન અવગણના કરવા છતાં પણ ખુશ થઈ ગયા. ભગવાન બોલ્યા – 'હું ખુશ છું, તારી જે ઇચ્છા હોય – તું જે ઇચ્છે તે માગ.' પુણ્ડરીકે કહ્યું કે 'મહારાજ! માતા-પિતાની ભક્તિમાં જે કમી છે તેને પૂરી કરી દો. જેનો આટલો પ્રભાવ છે કે તમારે ખુદ આવવું પડ્યું, તો હું બીજું શું માગું?' જેમ કે સ્વામી અને સેવક છે, તો માલિકનું તો એ કર્તવ્ય છે કે આ સેવકનું આ લોક અને પરલોકમાં કેવી રીતે હિત થાય અને સેવકનું એ કર્તવ્ય છે કે માલિકની લૌકિક અને પારલૌકિક બન્ને ઉન્નતિ કેવી રીતે થાય. સેવકની નિષ્કામ સેવાના બળે તે સેવકની ઇચ્છાની પૂર્તિ ભગવાનની કૃપાથી થઈ જાય છે. સેવકની એક જ ઇચ્છા હોય કે આ લોક અને પરલોકમાં માલિકની ઉન્નતિ થાય, બન્ને પ્રકારે માલિકનું હિત થાય - એ જ મારું કર્તવ્ય છે અને પોતાના હિતને બિલકુલ ભૂલી જવું; અને માલિકનું એ કર્તવ્ય છે કે આ લોક અને પરલોકમાં પોતાના સેવકનું હિત કેવી રીતે થાય, કારણ કે એ પોતાને પરાયણ છે. માલિકની નિષ્કામ ઇચ્છાથી સેવકનો ઉદ્ધાર થઈ જાય છે –

**પરસ્પરં ભાવયન્તઃ શ્રેયઃ પરમવાપ્સ્યથ ।**

(ગીતા - ૩/૧૧)

એક-બીજાનું હિત ઇચ્છતા રહીને બન્નેય પરમ શ્રેય એટલે કે પરમાત્માને પ્રાપ્ત કરી લે છે અર્થાત્ બન્નેય મુક્ત થઈ જાય છે. પરમાત્માનું તત્ત્વ-રહસ્યને એક-બીજાને બતાવવું એને જ પોતાનું કર્તવ્ય માની લેવું - તો એનાથી પણ ભગવાનની પ્રાપ્તિ થઈ જાય છે. એક-બીજાના હિતમાં પણ રત થઈ જાય, તોપણ બન્નેનું કલ્યાણ થઈ જાય છે. માલિકને તો એ ધ્યાનમાં રહેવું જોઈએ કે મજૂરોની ઉન્નતિ કેવી રીતે થાય અને મજૂરને પોતાના તરફી ખ્યાલ જ નહીં રહેવો જોઈએ કે માલિક શું આપશે? પોતાને રૂપિયા આપશે કે ધક્કો મારશે? આ પ્રકારનો કશો વિચાર નહીં કરતાં, સેવક માટે તો એ જ (કર્તવ્ય) છે કે પોતે સ્વામીના દરવાજે પડ્યો રહે, એના ધક્કા ખાઈને પણ એનું હિત ઇચ્છતો રહે. આવા નિષ્કામી સેવકના નિષ્કામભાવના બળે એનો ઉદ્ધાર થઈ જાય છે; અને માલિકનો જે આવો ભાવ છે કે પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને પોતાના સેવકનું બધા પ્રકારે કેવી રીતે હિત થાય, પોતાના સ્વાર્થ પ્રત્યે ધ્યાન જ ન આપે તો એ નિષ્કામભાવના બળે એનો ઉદ્ધાર થઈ જાય, બન્નેનો ઉદ્ધાર થઈ જાય. મારા નિષ્કામભાવના બળે તમારો ઉદ્ધાર થઈ જાય.

મારો ઉદ્ધાર તો એની દલાલીમાં જ થઈ જશે; તમારા આશીર્વાદથી જ થઈ જશે. તમારા આત્માને સુખ પહોંચશે તો તમારા આશીર્વાદથી જ મારો ઉદ્ધાર થઈ જશે. મારા ઉદ્ધાર માટે મારે શા માટે ચિંતા કરવી જોઈએ? આવો નિષ્કામભાવ હોવો જોઈએ – આવું દૃશ્ય પોતાની સમક્ષ આવી મળે, તો એનું દર્શન કરીને આપણે પવિત્ર થઈ જઈએ. પોતે એવું જોવું જોઈએ કે અહો! કેવો સેવક છે, સેવક હોય તો આવો હોવો જોઈએ; અને સેવક એવું જુએ કે જોયું, કેવા માલિક છે, માલિક હોય તો આવા હોવા જોઈએ. પરસ્પરમાં એક-બીજાને માટે પોતાના સ્વાર્થનો ત્યાગ બન્નેનું કલ્યાણ કરનારો છે. આ સંસારમાં અમે સૌથી મોટો આદર્શ તમારી સામે મૂકીએ છીએ તો તે છે - ભરતજીનો અને શ્રીરામચન્દ્રજીનો. ભરતજીનો તો એવો જ ભાવ છે કે યેન-કેન પ્રકારેણ

- જે કોઈ પણ પ્રકારે ભગવાન રામજી અયોધ્યા પાછા આવી જાય, રાજ્ય કરે અને અમે તેમની સેવા કરીએ; તથા મહારાજ રામચન્દ્રજીનો એવો ભાવ છે કે ભરત મને શરમમાં ન નાખે, જે કોઈ પણ પ્રકારે ચૌદ વર્ષ માટે રાજ્ય સંભાળી લે. જેમ કે દડો રમનાર હોય છે તે દડાને ઠોકર મારે છે અને પ્રતિપક્ષી પણ દડાને ઠોકર મારે છે. અહીં રાજ્યને તો બનાવી લીધું દડો અને અહીંથી ભગવાન ઠોકર મારી રહ્યા છે અને ત્યાંથી ભરતજી ઠોકર મારી રહ્યા છે. આપણા માટે આ આદર્શ છે. આ દૃશ્ય આપણને મુક્તિ આપનારું છે. તેઓ તો મુક્ત હતા જ. તેમની તો વાત જ શી કરવી? તેમને માટે તો આ રમત-વાત છે. તેમણે આપણને બોધ આપવા માટે આ ખેલ ખેલ્યો છે. બીજા કોઈ આવું કરે, તેમનું અનુકરણ કરે તો તેમનું તો કલ્યાણ થઈ જાય, એમાં કોઈ વાત છે જ નહીં. જેમને આ પ્રકારનો ખેલ જોવા મળી જાય તેમનું પણ અહોભાગ્ય છે. એનાથી ઘણી પ્રસન્નતા થાય છે. આવી પ્રસન્નતાથી બધાં દુ:ખોનો નાશ થતાં ભગવાનના સ્વરૂપમાં સ્થિતિ થઈ જાય છે –

**પ્રસન્નચેતસો હ્યાશુ બુદ્ધિઃ પર્યવતિષ્ઠતે ।**

(ગીતા - ૨/૬૫)

જેનું ચિત્ત પ્રસન્ન હોય છે તેની બુદ્ધિ તરત જ પરમાત્મામાં સ્થિત થઈ જાય છે, એટલે કે પરમાત્મામાં તરત જ સ્થાપિત થઈ જાય છે. આ પ્રસન્નતા સાત્ત્વિક પ્રસન્નતા છે. જેઓ આ પ્રકારનો વ્યવહાર કરનારા મનુષ્યો છે તેમની જેટલી પણ પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે. મનુષ્ય સ્વયં પોતાના જ ઉદ્ધારની ચિંતા કરે છે એને જ કારણે વિલંબ થાય છે. આત્માને માટે પ્રયત્ન તો કરવો, ખૂબ પ્રાણપર્યન્ત કોશિશ કરવી, પરંતુ એનું જે ફળ છે તેની ઇચ્છા નહીં કરવી - એનું નામ નિષ્કામભાવ છે. ભગવાન કહે છે –

**કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ।**
**મા કર્મફલહેતુર્ભૂર્મા તે સંગોઽસ્ત્વકર્મણિ ॥**

(ગીતા - ૨/૪૭)

તારો કર્મ કરવામાં અધિકાર છે, એના ફળમાં કદાપિ નહીં. ફળની ઇચ્છા કરવી એ અનધિકાર ચેષ્ટા છે. અનધિકાર ચેષ્ટાનું પરિણામ સારું નથી હોતું. જે સેવક પોતાના હિત તરફ લક્ષ નથી આપતો, ફક્ત માલિકને પરાયણ થઈ જાય છે તેના માલિકની બુદ્ધિ ફરી જાય છે. જો માલિક સારો હોય તો પછી વાત જ શી કરવી? તેના વ્યવહારના પ્રભાવથી માલિક સારો ના હોય તોપણ સારો થઈ જાય છે તથા તેના વ્યવહાર અનુસાર ફળ આપનારો બની જાય છે. જો સેવક પોતે પોતાની ચિંતા કરવા લાગી જાય તો માલિકની બુદ્ધિ બીજા પ્રકારની થઈ જાય છે, તેની બુદ્ધિ ફરી જાય છે, તેના તરફથી માલિકની બુદ્ધિ હટી જાય છે. સંસારમાં આનાથી ઊલટી વાત થઈ રહી છે, ઠેર-ઠેર લડાઈ-ઝઘડા થઈ રહ્યા છે. આ વાત સમજમાં આવી જાય તો પછી લડાઈ-ઝઘડા બધું સમાપ્ત થઈ જાય, બધું બદલાઈ જાય. આ પ્રકારનો વ્યવહાર જોનારાના હૃદયમાંથી પણ, જો તેનો કોઈની સાથે લડાઈ-ઝઘડો હોય તો તે પણ સમાપ્ત થઈ જાય છે; કારણ કે આ સેવા-ભાવ છે, ઉદારતાનો ભાવ છે, દયાનો ભાવ છે. આનાથી નીચી શ્રેણી છે કોઈને કષ્ટ નહીં પહોંચાડવું. એનો મતલબ આ બતાવાયો છે કે –

**અહિંસા પ્રતિષ્ઠાયાં તત્સન્નિધૌ વૈરત્યાગઃ ।**

(યોગદર્શન - ૨/૩૫)

અહિંસાની પ્રતિષ્ઠા થવાથી તેનો એટલો પ્રભાવ પડે છે કે તેની નજીક આવવાથી બે વેરીઓ પણ પરસ્પર પોતાના વેરનો ત્યાગ કરી દે છે. પછી, એક-બીજાનું હિત ઇચ્છવું એ તો બહુ ઊંચી કક્ષાની ચીજ છે. એક તો હિંસા ન કરવી અને બીજું તેનો ઉપકાર કરવો. બીજાના સ્વત્વનું હરણ નહીં કરવા કરતાં ઉદારતાનો વ્યવહાર કરવો એ વધારે ઉત્તમ વાત છે. હરણ નહીં કરવું એ પણ ઉત્તમ વાત છે. બીજાના સ્વત્વનું હરણ કરવું એ તો ચોરી અને લૂંટ છે, એનું ફળ તો ઘોર નરક છે. કોઈ બીજાને કષ્ટ નહીં પહોંચાડવાનું એવું ફળ છે કે તેમનો એટલો પ્રભાવ પડે છે કે તેમના સંગમાં જેઓ આવે છે તેઓ પણ પોતાનો

વેર-ભાવ ત્યજી દે છે; અને જેમનું જીવન બીજાના હિતમાં રત છે તેમની તો વાત શી કરવી? પોતાના માલિક ભગવાન છે અને ભગવાન બધાંમાં આત્મારૂપે વિરાજમાન છે –

**અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ।**
**અહમાદિશ્ચ મધ્યં ચ ભૂતાનામન્ત એવ ચ ॥**

(ગીતા - ૧૦/૨૦)

હે ગુડાકેશ! બધાં ભૂતોના હૃદયમાં સ્થિત હું જ બધાંનો આત્મા છું. તેથી બધાંના હૃદયમાં જે આત્મા છે તે જ પરમાત્મા છે. આવું સમજીને આપણે સૌની સેવા કરવામાં તત્પર થઈ જઈએ તો આપણા ઉદ્ધારમાં શંકા જ શી છે? સ્વયં ભગવાન ઠેર-ઠેર કહે છે – **'તે પ્રાપ્નુવન્તિ મામેવ સર્વભૂતહિતે રતાઃ।'** – જે બધાં ભૂતોના હિતમાં રત રહે છે તે મને જ પ્રાપ્ત કરી લે છે. ઘણાબધા લોકો કહે છે કે અમારો તો સત્સંગનો જ આશ્રય છે, તેનાથી આપોઆપ જ કલ્યાણ થઈ જશે. સત્સંગના આશ્રયનું તત્ત્વ જુદી રીતે સમજવું જોઈએ. અમને તો ભગવાનનો જ આશ્રય છે – તેનાથી કલ્યાણ થઈ જશે. અમે તો ભગવાનના શરણે છીએ; એમના પર જ નિર્ભર છીએ, તો નિર્ભરતાનો મતલબ જ તેઓ સમજ્યા નથી; શરણનું તત્ત્વ જ સમજ્યા નથી. શરણે થવું એટલે સ્વયં પોતાની જાત સ્વામીને સમર્પિત કરી દેવી. જે વસ્તુને એમ માને છે કે આ 'હું' છું અને એમ માને છે કે આ 'મારી' છે, તેમાં 'હું' ભાવ છે, 'મારાપણા'નો ભાવ છે. તે ભાવને ઉપાડી લઈને બધી ચીજો ભગવાનની છે એમ માનવું. જ્યાં સુધી તે ચીજ આપણી હતી ત્યાં સુધી આપણે તેને પોતાના કામમાં લેતા હતા, પરંતુ જ્યારે તે ભગવાનને સમર્પિત કરી દીધી ત્યારપછી આપણે તેને પોતાના કામમાં લઈએ તો તે ચોરી છે; હવે તેને ભગવાનના જ કામમાં લેવી જોઈએ. જ્યારે તે ભગવાનના કામમાં ખપ લાગે છે ત્યારે તો આ સમર્પણ કરવું એ ઉચિત છે, બરાબર છે. પણ આપણે ભગવાનનો આશરો બીજી રીતે લઈએ છીએ. તેથી વાસ્તવમાં મામલો ગરબડ બની જાય છે. આ લોક

અને પરલોક - બંનેમાં આપણો એવો સ્વાર્થ છે કે આ લોકમાં પણ સુખેથી જીવીએ અને મર્યા પછી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય; એટલે કે આપણે સાધનના ફળનો આશરો લઈ રાખ્યો છે, ભગવાનનું નામ લઈ રાખ્યું નથી. જો ભગવાનનો આશરો લીધો હોત તો બેડો પાર થઈ જાત. ફળનો આશરો લઈ રાખ્યો છે તેથી કામની સિદ્ધિ થતી નથી. એ જ રીતે કોઈ માણસ સત્સંગ કરે છે તો તેણે સત્સંગનો આશરો લઈ રાખ્યો છે અથવા સત્સંગના ફળનો. સત્સંગનું ફળ છે મુક્તિ. સત્સંગ કરવાના ફળનો આશરો લઈ રાખ્યો છે, પરંતુ સત્સંગનો કોઈ આશરો નથી. સત્સંગનો આશરો શું છે? - તો એ કે સત્સંગમાં જે વાત સાંભળવામાં આવે તેના પાલન માટે પ્રાણપર્યંત કોશિશ કરવી જોઈએ. આ સત્સંગનો આશરો છે. ભગવાનનો આશરો શું છે? પોતાનાં તન-મન-ધન ભગવાનના કામમાં લગાવી દઈએ - તેને ભગવાનનો આશરો લેવાનું કહેવાય. ભગવાનના જપ-ધ્યાનનો આશરો લેવો એ શું છે? તે છે ભગવાનનો જપ કરવો, ભગવાનનું ધ્યાન કરવું. ભગવાનના વિધાનનો આશરો લેવો કે ભગવાન જે કંઈ કરી રહ્યા છે તે આપણા માટે મંગલમય છે, ભગવાનના વિધાનમાં આપણું પરમ હિત ભરેલું છે – આ ભગવાનનો આશરો છે. ભગવાનની આજ્ઞાનું પાલન કરવું અથવા ભગવાને મને અપનાવી લીધો તેથી સ્વયં ભગવાનનો આપણા ઉપર હાથ છે અને ભગવાન સ્વયં મને આદર્શ બનાવવા ઈચ્છે છે. તેથી સ્વયં ભગવાન મારી લગામ પોતાના હાથમાં લઈને મારી પાસેથી કામ લઈ રહ્યા છે. જેમ સૂત્રધાર કઠપૂતળીની લગામ (દોરી) પોતાના હાથમાં લઈને તેને નચાવે છે અને તેની જીત અથવા હાર બધું સૂત્રધારના હાથમાં છે. આવી જ રીતે ભગવાનને પોતાની જાત સોંપી દેવી એ જ પોતાની લગામ ભગવાનના હાથમાં સોંપી દેવી ગણાય. અર્જુને પોતાના ઘોડાઓની લગામ શ્રીકૃષ્ણજીના હાથમાં સોંપી દીધી હતી. જેમ ભગવાન નચાવે છે, અર્જુન તેમ જ નાચે છે; આ પ્રમાણે અર્જુનનું શરણ થવું વાજબી છે. પહેલાં તો અર્જુને કહ્યું કે પ્રભુ! હું

તમારે શરણે છું, પરંતુ ભગવાને આ વાતનો સ્વીકાર ન કર્યો. અંત સુધી એમ જ કહેતા રહ્યા કે અર્જુન! તું મારા શરણે આવી જા. જો શરણે થઈ ગયો હોત તો શરણે આવ્યા પછી આમ કહેવાનું ના બનત. શરણે નહીં આવવાથી જ આમ કહેવું પડે છે. અર્જુન પોતાની દૃષ્ટિથી તો શરણે હતો, પરંતુ ભગવાનની દૃષ્ટિથી નહીં. જો ભગવાનની દૃષ્ટિથી શરણે થઈ જાય તો બેડો પાર થઈ જાય. મનુષ્યને ભ્રમણા થઈ જાય છે અને તે માની લે છે કે હું શરણે છું–

**કાર્પણ્યદોષોપહતસ્વભાવઃ પૃચ્છામિ ત્વાં ધર્મસમ્મૂઢચેતાઃ ।**
**યચ્છ્રેયઃ સ્યાન્નિશ્ચિતં બ્રૂહિ તન્મે શિષ્યસ્તેઽહં શાધિ માં ત્વાં પ્રપન્નમ્ ॥**

(ગીતા - ૨/૭)

આનો ભાવ એ છે કે – અર્જુન ભગવાનને કહી રહ્યો છે કે કાયરતાને કારણે મારો સ્વ-ભાવ ભ્રષ્ટ થઈ ગયો છે; શું કરવું જોઈએ, શું નહીં કરવું જોઈએ તેનું મને જ્ઞાન નથી. તેથી મારા માટે જે કલ્યાણકારી વાત છે તે તમે નિશ્ચયપૂર્વક કહો; કારણ કે હું તમારા શરણે આવ્યો છું, હું તમારો શિષ્ય છું, તમે મને બોધ આપો. અર્જુનનું આ વચન બહુ જ ઉચ્ચ કોટિનું છે, સારું છે, આપણા માટે અનુકરણીય છે. આપણે તે અનુસાર ભગવાનના શરણે થવું જોઈએ. વાણીથી તો શરણે છીએ, પરંતુ વાસ્તવમાં શરણે નથી. સંજય ધૃતરાષ્ટ્રને કહે છે કે અર્જુને ગોવિન્દને ફરી એ જ વાત કહી કે હું યુદ્ધ નહીં કરું. આપણી ઇન્દ્રિયોને શોષનારો જે શોક છે તેનું દૂર થવું સંભવ નથી. આ સાંભળી ભગવાન હસે છે કે, – 'કહે છે કે હું તમારા શરણે છું અને મારા માટે જે નિશ્ચિતપણે કલ્યાણકારી વાત હોય તે મને કહો.' પૂછે છે મને અને પોતે જ નિર્ણય કરી લીધો કે હું યુદ્ધ નહીં કરું! આ વાત ઉપર એક નાની-સરખી વાર્તા છે. બે ગૃહસ્થો રહેતા હતા. તેમાંથી એક ગૃહસ્થનું નેવું બીજા ગૃહસ્થના ચોકમાં પડતું હતું. તે કહેતો હતો કે આ નેવું બંધ કરી દો, પણ બીજો કહેતો હતો કે નેવું બંધ નહીં કરું. પછી પંચાયતની વાત થઈ. પાંચ પંચ માની લેવામાં આવ્યા. બંનેને

પૂછવામાં આવ્યું કે અમારા પાંચેનો ચૂકાદો તમને સ્વીકાર્ય છે? બંને મળીને કહે છે કે હા, સ્વીકાર્ય છે. પંચોએ કહ્યું કે લખીને આપો. લખીને આપી દીધું. પછી કહ્યું કે તમે જે કંઈ કહેશો તે સ્વીકાર્ય માનીશું, અક્ષરશઃ તમારી વાતનું પાલન કરીશું. જેનું નેવું પડતું હતું, તે કહે છે કે નેવું ત્યાં જ પડશે. તમારી બધી વાતો મને સ્વીકાર્ય છે, માત્ર મારું નેવું ત્યાં જ પડશે. પંચોએ કહ્યું કે, ઝઘડો તો નેવાને લીધે જ છે; અને અહીં નિર્ણય યુદ્ધને લીધે જ છે. પછી તેણે કહ્યું કે યુદ્ધ નહીં કરું, તો પછી ઝઘડો કઈ વાતનો? અર્જુનનું એમ કહેવું કે આ યુદ્ધ કરવું ઉચિત છે કે પછી નહીં કરવું ઉચિત છે, એ પણ હું સમજતો નથી. યુદ્ધમાં અમારો જય થશે કે પછી પરાજય, એ પણ સમજતો નથી. આ વાત તો બરાબર હતી, પરંતુ આગળ જતાં એમ કહેવું કે હું યુદ્ધ નહીં કરું - આ વાત બરાબર નથી. આપણે વચનમાત્રથી ભગવાનના શરણે હોઈએ છીએ, વાસ્તવિક રૂપે નહીં. જે કંઈ અનિચ્છાથી, પરેચ્છાથી આવીને પ્રાપ્ત થાય છે તે આપણને વિપરીત માલૂમ પડે છે. આ શરણનો ભાવ નથી. આપણે એમ સમજીએ કે સુખ-દુઃખ, લાભ-હાનિ, જય-પરાજય જે કંઈ પ્રાપ્ત થાય તે ભગવાનનું વિધાન છે, ભગવાને મોકલેલો પુરસ્કાર છે, તેનાથી આપણને પ્રસન્નતા થવી જોઈએ. અનુકૂળ-પ્રતિકૂળ, સુખ-દુઃખ, બંનેયમાં પ્રસન્નતા થવી જોઈએ, સમાન ભાવ થવો જોઈએ. જો આવી વાત નથી તો આપણે કેવી રીતે કહી શકીએ કે આપણે ભગવાનના શરણે છીએ? ભગવાને કરેલો ન્યાય તો આપણને પસંદ નથી! આપણે ભગવાનના ભક્ત તો છીએ પરંતુ ભગવાને કરેલો ફેંસલો આપણને સારો લાગતો નથી. ભગવાનના આપણે ભક્ત છીએ, ભગવાનથી અધિક આપણે કોઈને માનતા નથી.

ભગવાન આપણા માલિક છે, આવા પ્રકારની માલિકીથી ભગવાન રીઝતા નથી. ભગવાનને ત્યાં કોઈ સફાઈ (ચાલાકી) ચાલતી નથી, ત્યાં કોઈ કપટ ચાલતું નથી, ભગવાનને કોઈ દગો દઈ શકતું નથી. પરંતુ આપણે ભગવાનને પણ દગો દેવાની ચેષ્ટા કરીએ છીએ અને આપણી

પોતાની જાતને પણ દગો દઈએ છીએ. દગો દેવાનો સ્વભાવ પડી ગયો છે. તેનું પરિણામ એ (આવ્યું) છે કે આપણે જ્યાં-ત્યાં ભટકતા ફરી રહ્યા છીએ. નિશાળમાં એક સાથે ભણનારાઓ અથવા એક જ ભગવાનના ભક્તો અથવા એક જ મહાત્માના શિષ્યો – બધા પરસ્પર એક-બીજાના હિતમાં રત થઈ જાય, એક-બીજાને તાત્ત્વિક વિષય જણાવવા માટે તત્પર થઈ જાય તો બંનેયનું કલ્યાણ થઈ જાય. આવી જ રીતે પતિ-પત્ની પરસ્પર પ્રત્યેના પોતાના કર્તવ્યને સંભાળી લે અને બીજાના કર્તવ્ય તરફ ન જુએ, બીજાના પદનું રક્ષણ કરે તો બંનેયનું કલ્યાણ થઈ જાય. આવી જ રીતે પિતા અને પુત્ર બંને એક-બીજાના પદનું રક્ષણ તો કરે જ, સાથે સાથે પોતાના કર્તવ્યનું પણ નિષ્કામભાવથી પાલન કરે તો બંનેયનું કલ્યાણ થઈ જાય. પિતા પોતાના કર્તવ્ય પર ધ્યાન આપે કે પુત્રની સાથે મારે કેવો વ્યવહાર કરવો જોઈએ અને પુત્ર પોતાના કર્તવ્યનું લક્ષ્ય રાખે કે પિતાની સાથે મારે કેવો વ્યવહાર કરવો જોઈએ. પિતાનું એ કર્તવ્ય નથી કે મારો પુત્ર પોતાના કર્તવ્યનું પાલન કરે ત્યારે જ હું પોતાના કર્તવ્યનું પાલન કરું; અને પુત્રનો પણ એ અધિકાર નથી કે મારા પિતા પોતાના કર્તવ્યનું પાલન કરે ત્યારે જ હું પોતાના કર્તવ્યનું પાલન કરું. અધિકારનું રક્ષણ તો એક-બીજાએ કરવું જોઈએ. પિતા માલિક છે, તેમનો જે અધિકાર છે તેને આપણે છીનવી લેવો જોઈએ નહીં. પિતાની સામે પિતાનો જ અધિકાર રહેવો જોઈએ અને પિતાના કર્તવ્ય તરફ આપણે ધ્યાન નહીં આપવું જોઈએ. તેમના કર્તવ્ય તરફ જોવું એ તો એક રીતે જવાબ આપી દેવા બરાબર છે, તેનાથી કોઈ વિશેષ લાભ થતો નથી. આપણે તો એ વાતનું ધ્યાન રાખવાનું છે કે મારું કર્તવ્ય શું છે. જો આપણે પ્રતિ-ઉપકારની દૃષ્ટિથી દાન આપીએ તો તે દાન પણ સાત્ત્વિક નથી. આપવું એ જ કર્તવ્ય છે એવી બુદ્ધિથી જે દાન આપવામાં આવે છે, પ્રતિ-ઉપકારને નહીં જોતાં, નહીં ઇચ્છતાં જે દાન આપવામાં આવે છે તે સાત્વિક દાન છે. આ જ પ્રમાણે એવી બુદ્ધિથી પિતાની સેવા કરવામાં આવે કે પિતાની

સેવા કરવી એ જ પોતાનું કર્તવ્ય છે અને પિતા પાસેથી એવો બદલો નહીં ઇચ્છવો કે તેઓ મારી સેવાના બદલામાં ધન આપી દે અથવા પિતા પણ પોતાના કર્તવ્યનું પાલન કરે કે જેવું હું કરું છું. આવી વાત તરફ જોવામાં ન આવે તો એ પિતાની સાત્ત્વિક સેવા છે અને તેનાથી કલ્યાણ થાય છે; તથા અર્થની દૃષ્ટિથી પિતાની જે સેવા કરવામાં આવે તે તો રૂપિયાની સેવા કરે છે, પિતાની સેવા નહીં. જો આપણે કોઈ ઉદ્દેશ્યને લીધે કોઈ કામ કરીએ છીએ તો તે ઉદ્દેશ્યની સિદ્ધિ કદાચ થઈ જાય, પરંતુ મુક્તિ થતી નથી. મુક્તિ તો ત્યારે જ થઈ શકે છે કે જ્યારે કામના, ઇચ્છા, વાસના અથવા પ્રતિ-ઉપકારની ઇચ્છા વગેરે બધાનો ત્યાગ કરી દેવામાં આવે; એટલે કે આવું કરવાથી આપણા અસલી કાર્યની સિદ્ધિ થઈ શકે છે. સેવા નિષ્કામભાવે કરવી જોઈએ. પોતાના કર્તવ્યનું તો પાલન કરવું, પરંતુ બીજા પાસેથી એવી આશા ન રાખવી કે તે પણ મારા પ્રત્યે પોતાના કર્તવ્યનું પાલન કરે. આજે કળિયુગમાં કેવો ખરાબ વ્યવહાર થઈ રહ્યો છે! સત્યયુગમાં જે વ્યવહાર હતો તે આનાથી એકદમ ઊલટો વ્યવહાર હતો. આજે કોઈનાં લગ્ન હોય અથવા કોઈનાં માતા અથવા પિતા મરી ગયાં અથવા ઘરમાં કોઈ ખર્ચ આવ્યો તો તેના માટે તેણે કેટલી પરેશાની ઉઠાવવી પડે છે! મા-બાપ મરી જાય છે તો ભાઈઓની પાછળ-પાછળ હાજરી આપવી પડે છે કે મા-બાપના ખરચનો મેળ નથી બેઠો. લગ્નમાં પણ આવી વાત જોવા મળે છે. જે ખુશામત કરાવે છે તેના માટે તે બહુ નીચા દરજ્જાની વાત છે. આપણા ઘરમાં લગ્નપ્રસંગ છે તો વાસણની પણ જરૂર પડે છે, બેસાડવા માટેની વસ્તુઓની પણ જરૂર પડે છે, રોશનીની પણ જરૂર પડે છે; કારણ કે આપણા ઘેર જાન આવશે. તેથી આપણને ચિંતા વળગેલી છે. શહેરમાં આ વસ્તુઓ માગવાથી મળે છે. આપણા ઘેર એક લગ્નની સામગ્રીની આવશ્યકતા છે, પરંતુ મન (ઇચ્છા) થાય છે કે બે-ત્રણ લગ્નો જેટલી વસ્તુઓ ભેગી કરી લઈએ. જેની પાસે સામાન હોય છે તેને તે કહે છે કે 'વાસણ કાઢી આપો.' આપનારો કહે છે

કે 'અત્યારે તો આપનારો માણસ નથી, તમે કાલે અથવા પરમ દિવસે આવજો.' આ રીતે પેલો તેની પાછળ-પાછળ ફરે છે અને પેલો કાઢીને આપતો નથી. પછી અંતે કહે છે કે 'અમારા કુટુંબમાં લગ્ન છે, તેમને આપવાનાં છે, તેથી તમે પોતાનો બીજો પ્રબંધ કરી લો. શું કરીએ, અમારા ભાઈને ત્યાં લગ્ન આવી ગયાં ને! ભાઈ, તમે પહેલાં કહ્યું હોત તો.' 'અરે વાહ! પહેલાં લગ્ન નક્કી જ નહોતાં થયાં તો પહેલાં કેવી રીતે કહી દેતા? મારી શી દશા થશે?' 'ભાઈ, તમે તમારું વિચારો.' તેથી આપનારો જે દાતા છે તે તો સમય આવ્યે દગો દઈ દે છે. એકઠું કરનારો બે-ત્રણ લગ્નોની વસ્તુઓ એકઠી કરી લે છે. આવું જ કોઈના મૃત્યુના સમયે થાય છે. તે યુગમાં કેવો વ્યવહાર હતો? સત્યયુગમાં ઘણો સારો વ્યવહાર હતો. તે સમયે લોકો આટલા પરતંત્ર ન હતા. કોઈનાં મા-બાપ મરી જતાં તો લોકો હાજરી આપવા જતાં અને કહેતાં કે 'તમારે ત્યાં દુઃખ આવી પડ્યું, હું તમારો સેવક છું, કંઈક સેવા મને પણ બતાવવી જોઈએ.' તેઓ ઉત્તર આપતા કે 'કોઈ જરૂર નથી.' 'હું તો તમારો જ છું' અને પોતાના ઘરમાં જે વસ્તુ હોય, વગર પૂછ્યે જ લાવીને તેના ઘરમાં રાખી દેતા અને કહેતા કે 'આ વસ્તુઓ તો તમારે ખપમાં લેવી જ પડશે. બે ગેસનાં ફાનસ અને આ ચાર ચાદરો છે.' તે કહેતો કે 'અમે શું કરીએ, અમારી પાસે જગ્યા નથી.' 'સારું, એક તો રાખી જ લો. શહેરમાં બીજાં પણ વિવાહ-લગ્ન છે, તેમને કામમાં આવશે, તેમનું કામ નીકળી જશે. તમારે બે તો રાખવી જ પડશે.' આપનારા એવા ભાવથી આપતા હતા કે જાણે મહાત્માને ભેટ ચઢાવી રહ્યા હોય અને લેનારો - 'ના-ના' કરતો રહેતો હતો. દરેક જણ કામ માટે કહેતો કે 'હું સેવા કરવા ઇચ્છું છું.' 'કામ તો કંઈ નથી,' તો તે બોલે - 'કોઈ કામ તો આપો, જેવું કે બ્રાહ્મણોને ભોજન કરાવવાનું કે પતરાળાં ઉઠાવવાનું.' તેણે કહ્યું કે 'પતરાળાં તો નોકર-ચાકર ઉઠાવી લેશે.' 'અરે, બીજું કોઈ કામ તો બતાવો, સારું, બ્રાહ્મણોનાં ચરણ ધોતો રહીશ.' તો કહ્યું કે 'એ કામ માટે બે-ત્રણ માણસો નીમેલા છે.' ફરીથી

તે બોલ્યો, 'હું પણ તેમાં સામેલ થઈ જઈશ.' બોલ્યા, 'ઘણાબધા માણસો છે, શી જરૂર છે? અને બીજાં ઘણાંબધાં કામ છે.' તો બોલ્યો, 'ના, મારે માટે તો આ જ સૌથી શ્રેષ્ઠ કામ છે.' સત્યયુગમાં એકદમ સાત્ત્વિક વ્યવહાર હતો. તે કહેતો હું કરીશ; બીજો કહેતો, હું કરીશ. 'આપણા સમાજને જમાડી રહ્યો છે. માણસની જરૂર પડશે. ભોજનના સમયની પહેલાં આવી ગયો, તો પૂછ્યું કે પહેલાં શા માટે આવ્યા? ઉત્તર મળ્યો, ભોજન કરાવવાનું છે ને! આ અમારું સૌભાગ્ય છે કે કંઈક સેવા થવા પામશે.

પછી ત્રેતાયુગ આવ્યો, તો આ વાત થોડી મંદ પડી ગઈ. પછી એવી રીત રહી કે 'તમારે ચાદરની, થાળની, વાસણની જરૂર હોય તો અમારે ત્યાં પડેલાં છે, જ્યારે તમારો હુકમ થશે ત્યારે લાવી દઈશું, અમારે ઘેર જ પડેલાં છે, તમે સંકોચ ના કરતા, તમે અમને કહી દેજો, તે જ સમયે લાવીને આપીશું. જ્યારે પણ કોઈ કામ-કાજ હોય, જેમ કે જાન જમાડવાનું, તેને ઉતારો આપવાનું, તો તમારે સમાચાર આપી દેવા, અમે હાજર થઈ જઈશું, ફક્ત અમને ખબર મળવી જોઈએ.' ત્યારે તે માણસો મોકલી આપતા અને તે આવી જતો અને જે કામ કહેતા તે કરી દેતો. ત્રેતાયુગ ગયો તો કામ વધારે ઢીલું થઈ ગયું. અમારા પિતાશ્રી મરી ગયા, તો એક ભાઈ બેસવા આવ્યા, ત્યારે પૂછ્યું કે સાહેબ, 'તમારી પાસે ચાદર છે?' બોલ્યા, 'હા, પડી છે, હજુ તો કોઈને આપી નથી, ઘરે આવો, તમારું નામ લખી લઈશું.'

સત્યયુગમાં પોતાની વસ્તુ પોતે જ બીજાઓના ઘરે લાવીને મૂકી દેતા, ત્રેતાયુગમાં પોતાનાઓને કહી દેતા કે જરૂર હોય તો મોકલાવી દઈશું અને દ્વાપરયુગમાં તો માગે તો આપવાનું સ્વીકારી લેતા; અને કળિયુગમાં તો 'હા' કહીને પણ આપવાની 'ના' પાડી દેતા હોય છે. આપણે સત્યયુગના જેવો ભાવ હૃદયમાં રાખીશું તો ત્રેતાયુગ અને દ્વાપરયુગ સુધી પહોંચીશું, એટલે કે ત્રેતાયુગ કે દ્વાપરયુગ જેવો વ્યવહાર કરી શકીશું. શ્રીરામચન્દ્રજી સત્યયુગ જેવો વ્યવહાર પોતાના ભાઈઓની

સાથે અને બધાંની સાથે કરતા હતા. આપણે લોકો સત્સંગની આજે વાતો સાંભળીએ છીએ, પણ સાંભળીને તેમનો અમલ કરીએ તો આપણું કલ્યાણ થવામાં કોઈ શંકા નથી. આપણે ભગવાનની જે ભક્તિ કરીએ છીએ તેમાં સ્વાર્થ છોડીને ભગવાનની નિષ્કામ ભક્તિ કરીએ તો આપણું કલ્યાણ થવામાં કોઈ શંકાની વાત નથી. સત્સંગનો, ભગવાનનો, શાસ્ત્રનો, ગીતાનો - કોઈનો પણ આધાર માનીને, આશ્રય લઈને ભક્તિ કરીએ તો કલ્યાણ થઈ શકે છે. પછી કોઈ પણ કામમાં લાગી જઈએ તો આપણા કલ્યાણમાં શી ખોટ છે? ભગવાનના શરણનો એક અંશ પણ ધારણ કરી લઈએ તો આપણું કલ્યાણ થઈ શકે છે અને જો આપણે બધી રીતે ભગવાનના શરણે થઈ જઈએ તો આપણું કલ્યાણ થયેલું જ પડ્યું છે. એક અંશ એટલે શું? - કે આપણે ભગવાનના વિધાનને જોઈ-જોઈને પ્રસન્ન થતા રહીએ કે જે કંઈ થઈ રહ્યું છે - અનિચ્છાથી, પરેચ્છાથી, બધી ભગવાનની લીલા છે. સૌમાં ભગવાન વિરાજમાન થઈ રહ્યા છે અથવા બધાં ભગવાનનાં સ્વરૂપ છે અને આ જે કંઈ પણ થઈ રહ્યું છે તે ભગવાનની લીલા છે - આવું સમજીને જો આપણે હરહંમેશ મુગ્ધ થતા રહીએ, આ ભગવાનની ભક્તિનો એક અંશ છે. અથવા આપણે ભગવાનને હરહંમેશ યાદ રાખીએ, ભગવાનના ભજન-ધ્યાનમાં એવી રીતે લાગી જઈએ કે આપણને આપણી પોતાની જાતનું ભાન જ ના રહે. ભગવાનમાં રત થઈ જઈએ તો આપણું કલ્યાણ થઈ જાય. ભગવાને કહ્યું છે – **'તેષામહં સમુદ્ધર્ત્તા મૃત્યુસંસારસાગરાત્।'** – જેમણે મારામાં ચિત્ત જોડી દીધું તેમનો હું મૃત્યુરૂપી સંસારમાંથી ઉદ્ધાર કરી દઉં છું. અથવા ભગવાનની આજ્ઞાના પાલનને પરાયણ થઈ જઈએ તોપણ કલ્યાણ થઈ શકે છે. એવું બની જાય કે જે કંઈ કરવાનું છે ભગવાન માટે જ કરવાનું છે, આપણું કશુંય કામ નથી, આપણા સ્વાર્થનો ત્યાગ કરીને નિષ્કામભાવથી ભગવાન માટે કામમાં લાગી જવું જોઈએ. ભગવાનનું જ કામ કરવું, ભગવાન માટે જ કામ કરવું, ભગવાનની આજ્ઞા અનુસાર જ કામ કરવું. આપણું કોઈ પ્રયોજન નહીં હોય તો

ભગવાનની આજ્ઞાના પાલનથી કલ્યાણ થઈ શકે છે. ભગવાનનું ધ્યાન નિરંતર કરવાથી પણ કલ્યાણ થઈ શકે છે. ભગવાન આપણા માટે જે કરી રહ્યા છે તે ભગવાનની લીલાને જોઈ-જોઈને, ભગવાનના વિધાનને જોઈ-જોઈને એવું સમજવું કે ભગવાનનું વિધાન આપણા માટે મંગલમય છે. આપણે સ્વાર્થરહિત હોઈએ તોપણ આપણું કલ્યાણ થઈ જાય. તેને આપણા માટે મંગલમય માનીએ તોપણ કલ્યાણ થઈ જાય. જોઈ-જોઈને ખુશ થઈએ તો પછી વાત જ શી છે? જે પ્રમાણે ભગવાનના વિષયમાં કહ્યું છે તે જ પ્રમાણે મહાત્માના વિષયમાં પણ મેં કેટલાં દૃષ્ટાન્ત બતાવ્યાં, બધાં માટે એક જ વાત છે. માતાએ પિતાને ઈશ્વર માનીને તેમના વિધાનમાં ખુશ રહેવું અને તેમની સેવા કરવી. પત્નીએ પતિને સાક્ષાત્ ઈશ્વર માનીને તેના વિધાનમાં ખુશ રહેવું અને તેની સેવા કરવી.

સૌ કોઈ પોતાના કર્તવ્યનું નિષ્કામભાવે પાલન કરે, પોતાની ડ્યૂટી બજાવે અને સમજે, પોતાની જવાબદારીને સમજીને, તો સૌનું કલ્યાણ થઈ શકે છે. આ ઘણો જ સરળ માર્ગ છે.

# નિષ્કામભાવની સૂક્ષ્મતા

સત્સંગમાં સત્સંગની વાત સાંભળનારા જે ભાઈઓ આવે છે તેઓ ઇચ્છે છે કે અહીં આવી લાભ ઉઠાવીએ. તેઓ પોતાને વક્તાના ઋણી સમજે છે. ઘણું કરીને વક્તાઓ પણ સાંભળનારાઓ પર પોતાનું ઋણ હોવાનું સમજે છે; એમ માને છે કે અમે શ્રોતાનો ઉપકાર કરી રહ્યા છીએ. પરંતુ આવું માનવું એ તેમની ભૂલ છે, બલકે વક્તાએ તો એવું માનવું જોઈએ કે શ્રોતાઓને જે લાભ થાય છે તેનું શ્રેય વક્તાને નથી, કારણ કે વક્તા તો નિમિત્તમાત્ર છે - તેના મોંમાંથી જે ઉદ્‌ગારો નીકળે છે તે શાસ્ત્રોના આધાર પર નીકળે છે અને શાસ્ત્રરૂપી જ્ઞાન-ધન વક્તાના ઘરનું નથી, તે ધન ભગવાનના ઘરનું છે. તેથી જે તેને પોતાનું ધન માને છે તે ચોર છે. વક્તાએ એમ ક્યારેય નહીં માનવું જોઈએ કે હું બોલું છું. ભગવાને તેને બોલવા માટે જે નિમિત્ત બનાવ્યો તે ભગવાનની દયા છે. વક્તાએ શ્રોતાનો પોતાના ઉપર ઉપકાર માનવો જોઈએ; કારણ કે જો શ્રોતા ન હોત તો તે કોને સંભળાવત? બીજી વાત એ છે કે સાંભળનારા જેટલા વધારે હોય છે વક્તાના હૃદયમાં તેટલા વધારે ભાવ પેદા થાય છે. તેથી વક્તાએ સમજવું જોઈએ કે સાંભળનારા મારો ઉદ્ધાર કરનારા છે. જે વક્તા એવું માને કે મારો ઉદ્ધાર થઈ ગયો તો એ તેની મૂર્ખતા છે. સાંભળનારાઓને જે લાભ થાય છે તેનાથી વધારે લાભ વક્તાને થાય છે. પ્રથમ ભગવદ્‌વિષયક ભાવ વક્તાની બુદ્ધિમાં આવે છે. બુદ્ધિનો કેટલોક ભાવ મનમાં, મનનો કેટલોક જ અંશ વાણીમાં આવે છે, તે પણ સંપૂર્ણપણે કહી શકતો નથી. જે કહે છે તેને શ્રોતા પૂરો સાંભળી શકતો નથી, મન અહીં-તહીં ચાલ્યું જાય છે. જે સંભળાયું, મન તેનું પૂરું મનન કરી શકતું નથી. જે મનન કર્યું, તેનો થોડો જ નિશ્ચય બુદ્ધિમાં આવે છે. જે નિશ્ચયમાં આવ્યું તે પૂરેપૂરું ધારણ થતું નથી. તેથી એમ સમજવું જોઈએ કે વક્તામાં જેટલા ભાવ પેદા થાય છે તેટલા શ્રોતાઓમાં થતા નથી. આ ન્યાયથી વક્તાને

શ્રોતા કરતાં વિશેષ લાભ થાય છે. શ્રોતા વક્તાની થોડીક જ વાત સાંભળીને પોતાના ઉપર વક્તાનો ઉપકાર માને છે, પરંતુ વક્તાએ તો શ્રોતાઓનો પોતાના ઉપર વિશેષ ઉપકાર માનવો જોઈએ. જો શ્રોતાઓએ માનવાની વાત વક્તા સ્વયં માનવા લાગે છે તો ભગવાન નારાજ થાય છે. તેથી પોતપોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ.

શ્રોતા હોય કે વક્તા, બંને માટે માન-મોટાઈ-પ્રતિષ્ઠાની પ્રાપ્તિની અભિલાષા બહુ ખરાબ વસ્તુ છે. આ દેખાવમાં તો અમૃત સમાન છે, પરંતુ પરિણામમાં વિષરૂપ છે.

માન-મોટાઈ-પ્રતિષ્ઠા મળતાં તો આનંદ આવે છે, પરંતુ તે છે વસ્તુ ઘણી ખરાબ. વિષનો લાડવો ખાતી વખતે તો મીઠો લાગે છે, પણ પરિણામ મૃત્યુ છે.

આ વાત યુક્તિઓ (તર્ક-પ્રમાણો)થી સમજમાં આવવા છતાં પણ તેનો ત્યાગ થતો નથી. જેમ કે – કુપથ્ય કરનારો રોગી જાણી-સમજીને પણ કુપથ્ય કરી લે છે, પરંતુ જો આ વાત વારંવાર સાંભળતો રહે તો ક્યારેક ને ક્યારેક તે તેના આચરણમાં આવશે જ.

જો કોઈ જબરદસ્તીથી તેને માન-મોટાઈ આપે તો તેણે એને કલંક સમજવું. જો આ વાત તેની સમજમાં આવી જાય તો બેડો પાર છે.

જો બીજાના સુખ માટે સ્વીકાર કરવું પડે તો ખૂબ સાવધાન રહેવું, પરંતુ સ્વયં પ્રસન્ન ના થવું. મોટા જોખમનું કામ છે. ત્યાગમાં તો લાભ જ લાભ છે.

જો કોઈએ માન-મોટાઈ પર વિજય પ્રાપ્ત કરી લીધો તો તેણે સંસારને જીતી લીધો, તે ભગવાનની નજીક પહોંચી ગયો.

જો કોઈ મહાત્મા બનવા ઇચ્છે તો તેના માટે માન-મોટાઈ – પ્રતિષ્ઠાના ત્યાગ સિવાય મહાત્માપણું પ્રાપ્ત થવું મુશ્કેલ છે.

વક્તા જો એવો ઉપદેશ આપે કે જેમાં પોતાનો સ્વાર્થ હોય, તે ઉપદેશની અસર થતી નથી. સાંભળનારા સાંભળે અને તેમના ઉપર અસર ન થાય તો વક્તાએ એમ ન માનવું જોઈએ કે શ્રોતા પાત્ર નથી,

કેમ કે પ્રેમથી સાંભળતા નથી. સાંભળનારાઓને દોષી અને પોતાને નિર્દોષ ક્યારેય નહીં માનવા જોઈએ, કારણ કે એમ કરવાથી વક્તાઓનો શ્રોતાઓમાં શ્રદ્ધા-પ્રેમ ઓછો થઈ જશે, જેનાથી નુકસાન થશે. દરેકે એવો વિચાર કરવો જોઈએ કે થોડો પણ પોતાનો દોષ હોય તો તેનો પૂરો સ્વીકાર કરી લેવો જોઈએ. આ બોધ આપણે ભરતજી પાસેથી લેવો જોઈએ. ભરતજી કહે છે –

**કપટી કુટિલ મોહિ પ્રભુ ચીન્હા । તાતે નાથ સંગ નહિં લીન્હા ॥**
**બીતેં અવધિ રહહિં જૌં પ્રાના । અધમ કવન જગ મોહિ સમાના ॥**

જે સારા માણસો હોય છે તેઓ દોષને પોતાના ઉપર લઈ લે છે. કોઈ પણ માણસ જિજ્ઞાસુ બનીને વક્તાની પાસે પોતાનું અજ્ઞાન દૂર કરાવવા માટે જાય છે, તો વક્તાનું કર્તવ્ય છે કે તે એનું અજ્ઞાન દૂર કરે. જો તે એનું અજ્ઞાન દૂર ન કરી શકે તો વક્તામાં સમજાવવાની ઊણપ છે. એમ સમજવું જોઈએ કે યોગ્યતા હોત તો તેનું અજ્ઞાન દૂર થઈ જાત.

મહાત્માઓની અલગ-અલગ કક્ષા હોય છે. જેમ કે એક, સાધક મહાત્મા હોય છે, જેઓ ભગવાનની પ્રાપ્તિની નજીક છે. ગીતામાં ભગવાને કહ્યું છે -

**મહાત્માનસ્તુ માં પાર્થ દૈવીં પ્રકૃતિમાશ્રિતાઃ ।**
**ભજન્ત્યનન્યમનસો જ્ઞાત્વા ભૂતાદિમવ્યયમ્ ॥**
(ગીતા - ૯/૧૩)

'પરંતુ હે કુન્તીપુત્ર! દૈવી પ્રકૃતિને આશ્રિત મહાત્માઓ મને બધાં ભૂતોનાં સનાતન કારણ અને નાશરહિત અક્ષસ્વરૂપ જાણીને અનન્યમનથી યુક્ત થઈને નિરંતર ભજે છે.'

જે આવા સાધક છે તેઓ મહાત્મા બનનારા છે. બીજા તેઓ છે, જેઓ વાસ્તવમાં મહાત્મા બની ચૂક્યા છે. ત્રીજા તેઓ છે, જેઓ બીજાઓને પણ પરમાત્માની પ્રાપ્તિ કરાવી શકે છે. તે જ્ઞાનીઓ મહાત્મા કરતાં શ્રેષ્ઠ છે. ચોથા કેટલાક એવા છે, જેઓ ભગવાનના ઘરેથી

અધિકાર લઈને આવ્યા છે. જેમ ભગવાનના દર્શન, સ્પર્શ તથા ચિંતનથી કલ્યાણ થઈ જાય છે, તેવી જ રીતે તેમના દર્શન તથા સ્પર્શ વગેરેથી પણ કલ્યાણ થઈ જાય છે.

જો વક્તા દ્વારા શ્રોતાને વિશેષ લાભ થતો નથી તો વક્તાએ એમ સમજવું કે હું તો સાધક છું અને તમે શ્રોતાઓ પણ સાધક છો; જો મારામાં કરામત હોત, શક્તિ હોત તો તમારા પર વિશેષ પ્રભાવ પડત. ભગવાને બતાવ્યું છે - 'આવો ભક્ત અને પ્રિય છે.' ભગવાને પોતાના પ્રિય ભક્તનાં જે લક્ષણ બતાવ્યાં છે તે લક્ષણ જેનામાં હોય, તેમની અસર બીજાઓ પર પડે છે. જેમ કે, સૂર્યમાં પ્રકાશ અને ગરમી છે, ચન્દ્રમામાં શીતળતા અને પ્રકાશ છે, તેમની અસર પડે છે. જેનામાં જે વસ્તુ હશે, તે તેની પાસેથી મળશે. વાસ્તવમાં સાચો મહાત્મા હોત તો તેની અસર પડત.

વક્તા મહાત્મા અથવા સાધક પણ હોય છે. એ વાત બીજી છે કે પાત્ર-ભેદથી શ્રોતા વક્તા પર અલગ-અલગ કલ્પના કરી શકે છે. વિપરીત શ્રદ્ધાવાળો કોઈનું વ્યાખ્યાન સાંભળીને એક કહે છે - દંભ-પાખંડ છે; બીજો કહે છે - દંભ-પાખંડ નથી, આ તો દુકાનદારી છે; ત્રીજો કહે છે - દુકાનદારી નથી, કારણ કે રૂપિયા-પૈસા લેતા નથી, આ તો ફક્ત માન-મોટાઈ, પૂજા, પ્રતિષ્ઠા ઇચ્છે છે, એટલે જ આવું કરે છે; ચોથો કહે છે – આ ઠીક નથી, આ તો સંસારમાં પોતાના નામની કીર્તિ ઇચ્છે છે; પાંચમો કહે છે – આવો દોષ કેમ લગાવો છો? આ તો જિજ્ઞાસુ છે, **'બોધયન્તઃ પરસ્પરમ્'** – આ ભગવદ્વચન અનુસાર ભગવદ્વિષયક ચર્ચા ભગવાનની પાસે પહોંચવા માટે કરે છે; છઠ્ઠો કહે છે – આ તો પોતાના અનુભવની વાત સંભળાવે છે, એમને અનુભવ થઈ ચૂક્યો છે, આપણા હિત માટે સંભળાવે છે; સાતમો કહે છે – તમે પણ ને સમજ્યા, – આ મહાત્માતો સાધન કરીને મહાત્મા થોડા જ થયા છે, આ તો ભગવાનના ઘરેથી સંસારના લોકોનો ઉદ્ધાર કરવા માટે અધિકાર લઈને આવ્યા છે. આવો અલગ-અલગ ભાવ હોય

છે. સાંભળનારાઓ માટે સમય, સ્થાન, વ્યાખ્યાન – બધું એક જ છે, પરંતુ ભાવની ભિન્નતાને કારણે તેઓ લાભ કે હાનિ અલગ-અલગ ઉઠાવે છે.

વક્તાએ શ્રોતાની યોગ્યતાનો વિચાર નહીં કરવો જોઈએ. તેણે પોતાના જ વિષે વિચારવું જોઈએ કે જો મારામાં યોગ્યતા હોત તો ભગવાન જરૂર ધ્યાન આપત. વાસ્તવમાં વક્તાના હૃદયમાં આવો ભાવ હોય તો લોકોનું કલ્યાણ થઈ જાય. માની લો કે, દેખાડામાં ભાવ તો છે કે લોકોનું કલ્યાણ થાય; પરંતુ લોકોનું કલ્યાણ થતું નથી તો લોકોનો કસૂર છે એમ માનવું વક્તા માટે કલંક છે.

સત્સંગમાં લોકો આવે છે, ભગવત્ચર્ચા થાય છે, ભગવત્ચર્ચા સાંભળનારા મુખ્ય છે. ઘણાબધા માણસો રૂપિયા, કપડાં અથવા કોઈ સ્વાર્થની સિદ્ધિ માટે સત્સંગમાં આવે છે. સ્વાર્થ સિદ્ધ થઈ ગયો તો ખાતું દોઢું થઈ ગયું; પરંતુ જેઓ સત્સંગ માટે, પોતાના આત્માના કલ્યાણ માટે આવે છે તેઓ સત્સંગની વાત સાંભળશે અને તેને અમલમાં મૂકશે તો તેમના આત્માનું કલ્યાણ થશે. જો કલ્યાણનો ભાવ લઈને આવ્યા અને સમય વાપર્યો તથા જે લાભ થવાનો હતો તે થયો નહીં તો તેની જવાબદારી વક્તા પર રહી, વક્તા શ્રોતાનો ઋણી રહ્યો. વક્તા જો કહે કે હું અધિકારી નથી, મારામાં યોગ્યતા નથી; આમાં પ્રમાણ છે કે આ વિષયનો જો અધિકારી હોત તો સાંભળનારો અધિકારી થઈ જાત. આટલું કહી દેવા છતાં પણ વક્તા શ્રોતાના ઋણમાંથી ત્યાં સુધી મુક્ત થઈ શકતો નથી, જ્યાં સુધી સાંભળનારા પર એવી અસર છે કે અમે અધ્યાત્મવિષયક લાભ ઉઠાવવા માટે અહીં આવ્યા છીએ. આ લાભ પહોંચાડવાને પાત્ર છે, અમને લાભ આપી શકે છે – આ ધારણા છે. વક્તા પોતાના શબ્દોથી પોતાની જવાબદારી દૂર કરી દે છે, પણ તે અલગ થતો નથી – આ ઋણ છે. એટલે જ તે પોતાને આભારી માને છે, છતાં પણ શ્રોતાનું ઋણ તો રહે જ છે.

પરમાત્માની પ્રાપ્તિ માટે આવવાનું થયું છે તો પરમાત્માની કૃપાથી

પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. કલ્યાણ થઈ જાય અને તેમનું અભીષ્ટ સિદ્ધ થઈ જાય તો અમારા ઉપરનો ભાર ઊતરી ગયો. જો કહો કે મેં ભૂલથી માની લીધું તો એ લાભની વાત છે. ભગવાન સમજશે કે ભાર તો મારા પર હતો, આણે પોતાનો માની લીધો, તો સારી વાત છે.

આમાં બીજી પણ રહસ્યની વાત છે. જેમ કે - પોતાના સામર્થ્યની વાત નથી, પણ ભગવાનના તો સામર્થ્યની વાત છે, તેમણે તો વિચારવું જોઈએ ને! જ્યારે વક્તાનો પોતાનો કોઈ સ્વાર્થ નથી રહેવા પામતો, તે ભગવાન પાસેથી આની દલાલી પણ નથી માગતા, શુદ્ધ ભાવથી લોકોનું કલ્યાણ ઇચ્છે છે, ત્યારે તમારા માથાનો ભાર સમજીને ભગવાને તો વિચારવું જોઈએ. ભગવાન સર્વશક્તિમાન છે, ભગવાનની ઉપાસના, ભક્તિ કરવી જોઈએ. તેમનાથી કલ્યાણ થઈ શકે છે. સાંભળનારા વક્તાની પ્રશંસા કરે, વક્તા ખુશ થાય, તો ભગવાન સમજે છે કે એનો ભાર એ પોતે ઉતારશે. વાસ્તવમાં વક્તાનો એવો ભાવ હોવો જોઈએ કે આ લોકો વાસ્તવમાં કલ્યાણ માટે આવ્યા છે, તો ભગવાનનું ભજન, ધ્યાન કરે. શ્રોતાઓ વક્તાની પ્રશંસા કરે છે તો એને તે ખટકવી જોઈએ.

કોઈ પણ ભૂલ ના હોય અને ભૂલ માની લેવાય તો એમાં મારું કોઈ નુકસાન નથી. તે જ રીતે મારા ઉપર કોઈ ભાર ન હોય અને જો માની લીધો તો મારું નુકસાન નથી. ભગવાન સર્વજ્ઞ છે, તેઓ સમજે છે કે આનો ઉદ્ધાર થવાથી આ પોતાના ઉપર ભાર માને છે. ભગવાનની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી, પોતાના આત્માના કલ્યાણના ઉદ્દેશ્યથી જે અહીં આવે છે તેના ઉદ્દેશ્યની પૂર્તિ થઈ જાય તો મારો પોતાના ઉપર ભાર લેવો એને તમે ખોટું (ભૂલ) માની શકો છો. શ્રોતાના અભીષ્ટની સિદ્ધિ ના થાય તો એ ઋણની પૂર્તિ ભગવાન કરી શકે છે. તેઓ સર્વશક્તિમાન છે. આપણી કોઈ ભૂલ ના હોય તો ભગવાને બાધ્ય થઈને તેમના ભાવ અનુસાર લાભ આપવો જોઈએ. જો ના હોય તો ભગવાન સમજે છે

કે વક્તા મારી ભક્તિનું બહાનું કરીને પોતાની માન-મોટાઈ, પૂજા-પ્રતિષ્ઠા કરાવે છે. ભગવાન પોતાની ખુદની જવાબદારી નથી સમજતા. નિર્દોષ માણસની ભલામણ ચાલે છે. અમારી એ ધારણા છે કે ત્યાં ભલામણની પણ આવશ્યકતા નથી. વાસ્તવમાં વક્તા નિર્દોષ હોય અને ભગવાન ના આવ્યા તો ત્યાં ભગવાન પોતાની ભૂલ માની લે છે. જેમ કે, પ્રહ્લાદની સામે ભગવાને પોતાની ભૂલનો સ્વીકાર કર્યો. પ્રહ્લાદજીની દૃષ્ટિમાં ભગવાનની કોઈ ભૂલ જણાતી ન હતી. ભગવાન માની શકે છે, કારણ કે આ તેમનું સૌજન્ય છે.

પ્રત્યેક કામમાં પોતાનો દોષ સમજવો જોઈએ. તેમાં તેનું કલ્યાણ છે - આ ન્યાય છે. દોષ ના હોય અને માની લે તો ભગવાન દંડ નથી આપતા. દોષનો સ્વીકાર કરી લેવાથી તેનું પ્રાયશ્ચિત્ત થઈ જાય છે – તે હળવો થઈ જાય છે.

પોતાના ઉપર ભાર હોવાનો સ્વીકાર કરવો. વધારે ભાર હોય તો કોઈ ને કોઈ ઉકેલ હશે જ.

હું બધા લોકોને સેવાના રૂપમાં નિવેદન કરું છું – શાસ્ત્રોને ધ્યાનમાં રાખીને પોતાની સાધારણ બુદ્ધિથી જે મારી સમજમાં આવે છે તે બધાની સામે મૂકું છું. ગીતા ભગવાનની વાત છે, શાસ્ત્રોની વાત છે, ઋષિઓની વાત છે; તેનું આપણે પાલન કરીએ એ યુક્તિસંગત, શાસ્ત્રસંમત છે કે સાધન કરવાથી આપણું કલ્યાણ થઈ શકે છે, આ નિશ્ચિત વાત છે. આ વાત જોરથી કહી શકાય છે. લેખમાં, છાપામાં કોઈ પ્રચાર કરે તો એમાં મારે માટે લજ્જા, સંકોચની વાત નથી. મારા માટે તો પ્રસન્નતાની વાત છે. શાસ્ત્રોની વાત – ઋષિઓની વાત કહું છું અને પોતાને ઋણી માનું છું તો હું ઋણમાંથી પણ મુક્ત છું. શાસ્ત્ર અનુસાર તમે સાધન કરો તો તમારું કલ્યાણ થઈ જાય - પછી મારા પર ઋણ ક્યાં રહ્યું? તમારી અમારા ઉપર દયા હોય તો ઋણમાંથી મને મુક્ત કરવાનો રસ્તો છે.

પોતાના શરીરની – નામ-રૂપની પૂજાથી જો કોઈ ખુશ થાય તો

તે જોખમની વસ્તુ છે. આવું કરીને તમે પોતાને ઋણી બનાવવા ઇચ્છો છો. હું જો ઇચ્છા કરું કે મારી પૂજા પ્રતિષ્ઠા કરો તો મારા ઉપર ઋણ ચઢ્યું અને મારા માટે જોખમની વસ્તુ પણ થઈ. એના માટે ભગવાન જવાબદાર નથી. એના માટે હું વાણીથી અને વર્તનથી પણ નિષેધ કરું છું, કારણ કે એમાં મારું અનિષ્ટ છે. દયાળુ ભાઈઓએ દયા કરવી જોઈએ. તમે બધા મારા નામ-રૂપની પૂજા-પ્રતિષ્ઠા કરીને શું મારું હિત કરો છો? અમારી નિન્દા અથવા અપમાન કરો તો અમારું હિત છે. કબીરદાસજી તો ત્યાં સુધી કહે છે કે નિંદકને ઝૂંપડી બનાવી આપીને પોતાની નજીક વસાવવો જોઈએ. આપણે પણ આવું કરીએ તો એ સૌભાગ્યની વાત છે. આનાથી જો આપણું કાર્ય નિન્દા-યોગ્ય હોય તો સુધરી જાય છે. નિન્દકને ગુરુ સમજીને પોતાનો દોષ દૂર કરવો જોઈએ. દોષ ના હોય તો દંડ નથી. દોષ સાંભળીને સહન ન કરી શકવું એ આપણી કમજોરી છે. જ્યાં આપણી માન-મોટાઈ, પૂજા-પ્રતિષ્ઠા થાય ત્યાં વિરોધ કરવો જોઈએ.

જે મારી ઇચ્છા અનુસાર મારા શરીરની સેવા કરી દે, આરામ પહોંચાડે તેનો હું આભારી તો છું, પણ તેના માટે એ વાત નથી કે મારી સેવા કરવાથી, મને આરામ પહોંચાડવાથી તેનું કલ્યાણ થઈ જશે. નિષ્કામભાવથી કરે તો કલ્યાણ થઈ શકે છે. નિષ્કામભાવથી સેવા કરવામાં આવે તો એક કૂતરાની સેવા કરવાથી પણ કલ્યાણ થઈ શકે છે. નિષ્કામભાવનું માહાત્મ્ય છે –

**સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્ ।**

(ગીતા - ૨/૪૦)

'આ કર્મયોગરૂપી ધર્મનું થોડુંક પણ સાધન જન્મ-મૃત્યુરૂપી મહાન ભયમાંથી રક્ષણ કરે છે.'

પોતાના આત્માના કલ્યાણની ઇચ્છા એ નિષ્કામભાવ છે. પરમાત્માની પ્રાપ્તિના ઉદ્દેશ્યથી, આત્માના કલ્યાણના – પરમાત્માના દર્શનના ઉદ્દેશ્યથી પ્રવૃત્તિ થાય તો તે દોષયુક્ત નથી. મહાત્માનો ભાવ

સમજમાં આવી જાય તો **'સ્વલ્પમપ્યસ્ય ધર્મસ્ય ત્રાયતે મહતો ભયાત્'** અનુસાર કલ્યાણ થઈ જાય છે વાસ્તવમાં મુક્તિની ઈચ્છા પણ વિલંબ કરાવનારી છે, આ સૂક્ષ્મ ભાવ છે.

આપણે એવું માની લઈએ કે મુક્તિની તથા પરમાત્માના દર્શનની કામના નહીં રાખવી, તો ભય એ છે કે જે કંઈ તે કરે છે તેને પણ છોડી દેશે. આપણા આત્માના કલ્યાણની ઈચ્છા કરતાં દુનિયાના કલ્યાણની ઈચ્છા ઉચ્ચ કોટિની છે. સાથે જ એવો ભાવ હોય કે દુનિયાના કલ્યાણની સાથે-સાથે આપણું પણ કલ્યાણ થાય તો એમાં પણ પોતાની કામનાનો અંશ આવી ગયો. વાસ્તવમાં નિષ્કામભાવ, મહાત્મા બન્યા વિના સમજમાં આવતો નથી. ભાવ તો નિષ્કામ છે, જણાવે છે તો નિષ્કામી નથી અને જાણે છે તો નિષ્કામી નથી. પોતાને નિષ્કામી જાણવો, માનવો, પોતાને ખુદને નિષ્કામી નક્કી કરવો – આ બધી કામના છે. અહંકાર દ્વારા થનારું કર્મ છે. માન્યતા છે. અહંકારનો દોષ આવી ગયો તેથી કર્મ થઈ ગયું. નિષ્કામભાવની સૂક્ષ્મતા સૂક્ષ્મતમથી પણ સૂક્ષ્મતમ છે.

## વિશેષ વાત

સત્સંગમાં જ્યાં વિદ્વાન લોકો વ્યાખ્યાન આપવા આવે છે ત્યાં જ્યાં સુધી બની શકે, વ્યાખ્યાન નહીં આપવું જોઈએ. ત્યાં વ્યાખ્યાન આપવું એ તો બજારુ વ્યાખ્યાન છે, કારણ કે ત્યાં વ્યાખ્યાન આપનારા ઘણા છે. ઘંટડી વગાડાય છે, કારણ કે તેમાં સમય સીમિત છે. વક્તાએ શાસ્ત્રીય યુક્તિયુક્ત પ્રામાણિક વાત બતાવવી જોઈએ, લોકોના કલ્યાણનો માર્ગ પ્રશસ્ત કરવાની ચેષ્ટા કરવી જોઈએ અને શ્રોતાએ આત્મ-કલ્યાણ માટે વક્તાની શાસ્ત્રોની યુક્તિયુક્ત પ્રામાણિક વાતોને આચરણમાં મૂકીને આત્મકલ્યાણનો માર્ગ પ્રશસ્ત કરવો જોઈએ.

~~■~~

# સત્સંગનું રહસ્ય

સત્સંગ ચાર પ્રકારનો હોય છે. ગોસ્વામી તુલસીદાસજીએ ઉચ્ચ કોટિના સત્સંગનો મહિમા લખ્યો છે –

**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

(રામચરિતમાનસ - ૫/૪)

'હે તાત! સ્વર્ગ અને મુક્તિ – આ બન્નેને ત્રાજવાના એક પલ્લામાં મૂકવામાં આવે અને બીજા પલ્લામાં એક ક્ષણનો સત્સંગ મૂકવામાં આવે તો સ્વર્ગ અને મુક્તિનું સુખ એક ક્ષણના સત્સંગની તુલનામાં કંઈ જ નથી.'

સંગનો એક અર્થ છે પ્રીતિ અને બીજો અર્થ છે સંગાથ. ભગવાનનો જો સંગ મળી જાય અથવા ભગવાનની સંગાથે રહેવાનું થઈ જાય અથવા ભગવાનમાં પ્રેમ થઈ જાય; ભગવાનનો પ્રેમપૂર્વકનો સંગ અસલી સત્સંગ છે. પ્રેમ વિના સંગનું કોઈ મૂલ્ય નથી. દુર્યોધન વગેરેનો ભગવાન શ્રીકૃષ્ણમાં ન તો પ્રેમ હતો અને ન તો શ્રદ્ધા હતી. પ્રેમ વિના અથવા શ્રદ્ધા વિના દુર્યોધન વગેરે જેવા લોકોનો ભગવાન શ્રીકૃષ્ણની સાથે સંગ થઈ પણ જાય તો તે સત્સંગ નથી. અને જો પ્રેમ છે તો ભગવાન દૂર ભલે હોય તોપણ તેઓ પાસે જ છે. જેમ કે, ગોપીઓ વૃન્દાવનમાં અને ભગવાન રહેતા હતા દ્વારકામાં; આટલાં દૂર હોવા છતાં પણ પ્રેમ હોવાને કારણે તે સત્સંગ છે. શ્રદ્ધા-પ્રેમપૂર્વક ભગવાનની સાથે રહેવાનું થાય તો એ તો એક નંબરનું છે જ. શ્રદ્ધા-પ્રેમના હોવાથી, ભલે દૂર પણ રહેવું પડે પણ ભગવાનમાં કાયમ રહેવું. જેમ કે, ગોપીઓનો શ્રીકૃષ્ણની સાથે પ્રેમ હતો. આ ઉત્તમ શ્રેણીનો સત્સંગ છે. આના પછી બીજા નંબરનો સત્સંગ છે – **'ભગવત્સઙ્ગિસઙ્ગિનામ્'** ભગવત્સંગી એટલે ભગવાનનો સંગી અર્થાત્ ભગવાનના જેઓ સાથી છે, ભગવાને જે મહામનુષ્યોને સંસારના ઉદ્ધાર માટે અહીં મોકલ્યા છે

અથવા જેઓ ભગવત્પ્રાપ્ત મનુષ્યો છે, ભગવાને જે મનુષ્યો ઉપર ઉદ્ધારનો ભાર આપી દીધો છે તેઓ ભલે ભગવાનના મોકલેલા હોય અથવા અહીંયાં જ ભગવત્પ્રાપ્ત થયા હોય, આવા મનુષ્યોનો સંગ પણ બીજા નંબરનો ફક્ત કથનમાત્ર માટે જ છે. એક પ્રકારે આ સંગ પણ બહુ જ ઊંચી કક્ષાનો છે. આવો પણ ના મળે તો ત્રીજા નંબરનો સત્સંગ તે છે કે જેમને ભગવાનની પ્રાપ્તિ થઈ ચૂકી છે, બીજાનો ઉદ્ધાર કરવાની શક્તિ ભગવાને તો નથી આપી, પરંતુ તેમનામાં શ્રદ્ધા કરીને સાધક પોતાની શક્તિ અનુસાર જ લાભ ઉઠાવી શકે છે. તે ભગવત્પ્રાપ્ત મનુષ્યોમાં જેમની શ્રદ્ધા અને પ્રેમ છે તેઓ પોતાના શ્રદ્ધા–પ્રેમના બળ પર તેવો જ લાભ ઉઠાવી શકે છે. આ ત્રીજા નંબરનો સત્સંગ છે. ચોથા નંબરનો સત્સંગ ઉચ્ચ કોટિના સાધક મનુષ્યોનો છે. ભગવત્પ્રાપ્તિના માર્ગે ચાલનારા જે સાધકો છે તેમનામાં પણ જો આપણાં શ્રદ્ધા-પ્રેમ થઈ જાય તો આપણને ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે. ગૌણી વૃત્તિથી સત્‌મનુષ્યોના અભાવમાં સત્‌-શાસ્ત્રોનો સંગ પણ સત્સંગ છે.

પ્રથમ શ્રેણીના એક ક્ષણભરના સત્સંગની તુલનામાં મુક્તિ પણ કોઈ ચીજ નથી. આ તુલસીદાસજી મહારાજનું કથન છે, તેમનો સિદ્ધાંત છે તથા તેમની માન્યતા છે. મનુષ્યોના તે એક ક્ષણના સત્સંગનો જે આટલો મહિમા છે વાસ્તવમાં તેને તો તુલસીદાસજી જ જાણે છે. આપણે તો તેનું ફક્ત અનુમાન જ કરી શકીએ છીએ. ભગવાનનું અને ભગવાન પાસેથી અધિકાર-પ્રાપ્ત મહામનુષ્યનું તો સંસારમાં વિચરણ જ પરમ ધર્મરૂપી ભક્તિ, અમૃતરૂપી ભક્તિ અને નિષ્કામધર્મનો પ્રચાર કરવા માટે છે, કે જેનાથી જીવોનું કલ્યાણ થાય. જેમ કે, રાજા કીર્તિમાન બહુ જ ઉચ્ચ કોટિના થઈ ગયા. તેમનો સંગ જેમને થયો તેમનો પણ ઉદ્ધાર થઈ ગયો. મનમાં એવો વિશ્વાસ થઈ જાય કે આવા મનુષ્યોનો સંગ થતો રહે, એ માટે ભલે નરકમાં જ કેમ ન રહેવું પડે! આ બાબતમાં એક રાજાની કથા યાદ આવી ગઈ. ભગવાનના દૂતો ભગવાનના તે ભક્તને પરમધામમાં લઈ જઈ રહ્યા હતા. રસ્તામાં નરક આવ્યું. ત્યાં

નરકના જીવોનો આર્તનાદ સાંભળીને તેમણે પૂછ્યું – 'આ કોણ રડી રહ્યા છે?' દૂતોએ કહ્યું – 'આ નરક છે. અહીંના નારકીય જીવો રડી રહ્યા છે, ઘણા દુઃખપૂર્વક આર્તનાદ કરી રહ્યા છે.' તેમણે કહ્યું – 'રસ્તામાં આવી જ ગયા છે તો ચાલો, તેમનાં પણ દર્શન કરી લઈએ.' ત્યાં ગયા અને તેમના જતાં જ તેમના સાન્નિધ્યથી તે જીવોની નરકની યાતના બંધ થઈ ગઈ. યાતના કાયમ રહેવા છતાં પણ એકદમ બંધ થઈ ગઈ. એટલે કે યાતનાની કોઈ અસર તેમના પર થતી નથી. જે અસ્ત્ર-શસ્ત્રો છે, જેમના વડે તેમને તકલીફ અપાતી હતી, કાપવામાં આવતા હતા, તેમને ધાર ના રહી. નરકની જ્વાળા એકદમ શાંત થઈ ગઈ, નારકી જીવો તેમને પ્રાર્થના કરવા લાગ્યા કે 'તમારા આવતાં જ બહુ શાંતિ થઈ ગઈ છે. અહીંની જલન (બળતરા) શાંત થઈ ગઈ છે. અહીંની યાતના એકદમ શાંત થઈ ગઈ છે, તેથી તમે થોડી વાર અહીં વધુ રોકાઓ.' તેમણે વિચાર્યું કે 'મારા રોકાવાથી જો આ જીવોને આટલું સુખ મળે છે તો મારે કરવાનું જ શું છે? હું આ નરકમાં જ રોકાઈશ.' તેઓ ત્યાં રોકાઈ ગયા, ત્યારે દૂત બોલ્યા – 'ભગવાનના ધામમાં ચાલો.' તેઓ બોલ્યા – 'હું તો ભગવાનના ધામમાં નહીં જાઉં. હું તો અહીં જ રોકાઈશું.' દૂત બોલ્યા – 'કેમ?' તેઓ બોલ્યા – 'આ બિચારાઓ દુઃખી છે, મારા રહેવાથી તેમને જો સુખ મળે છે તો મારા માટે તો જેવું ભગવાનનું ધામ છે તેવું જ આ નરક-ધામ છે.' દૂત બોલ્યા – 'તો અમે ત્યાં જઈને શું કહીએ?' તેઓ બોલ્યા – 'જઈને કહી દો કે જો આ બધા નારકીય જીવો તમારા ધામમાં આવી શકે, તો તેમની સાથે હું પણ આવીશ, નહીં તો મારે અહીં રહેવું છે, તમારા ધામની મારે કોઈ જરૂર નથી.' અહીં બધાને તે ભક્તે ઑર્ડર (હુકમ) આપી દીધો કે 'બધા મળીને ભગવાનના નામનું સંકીર્તન કરો. અત્યાર સુધી તો તમે આર્તનાદ કરતા હતા, પણ હવે ભગવાનના નામનું કીર્તન કરો.' આ સાંભળીને બધા કીર્તન કરવા લાગ્યા. કીર્તન કરવાથી, તેમનાં પહેલાંનાં જે સંચિત પાપ હતાં તે બધાં નષ્ટ થઈ ગયાં અને પ્રારબ્ધમાં

યાતનાનો જે ભોગ હતો તે બધો પણ નષ્ટ થઈ ગયો. ત્યાં પેલા બધા દૂતો પણ ભગવાનના ધામમાં પહોંચી ગયા અને બોલ્યા કે 'મહારાજ! તે ભક્ત તો ત્યાં જ રોકાઈ ગયા, તેમણે કહ્યું છે કે જો બધા નારકીય જીવો આવી શકે તો જ હું આવી શકું છું.' ભગવાન બોલ્યા – 'જાઓ, બધાને લઈ આવો.' તેમના સંગથી તે તમામે-તમામ ભગવાનના પરમધામમાં ચાલ્યા ગયા. હજારો, લાખો વિમાન એકસાથે ભગવાનના ધામમાં પહોંચ્યાં, જેમ કે લગ્ન સમયે જાન પહોંચે છે. મહાપુરુષોના સંગમાં નરકમાં પણ રહેવું પડે તો તે નારકીય જીવોને પણ પરમ સુખની પ્રાપ્તિ થઈ જાય છે. તેથી કહ્યું છે –

**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

આવા પ્રકારનો લેશમાત્રનો - ક્ષણમાત્રનો પણ સત્સંગ મુક્તિ કરતાં પણ શ્રેષ્ઠ છે. જેમ કે, તે ભક્ત માટે નરકનો વાસ પણ મુક્તિ કરતાં શ્રેષ્ઠ થયો, ભગવાનની પ્રાપ્તિ કરતાં શ્રેષ્ઠ થયો. ભક્તને ભગવાનના મળવાની પણ પરવા નથી, તેમને પરવા એ વાતની છે કે મારા રહેવાથી આ કેટલા જીવો સુખી થઈ રહ્યા છે. આ અત્યંત ઉચ્ચ કોટિનો ભાવ છે. આવો ભાવ જો આપણો થઈ જાય તો ભગવાનના પરમધામમાં જવા માટે આપણે પ્રાર્થના નહીં કરવી પડે. અહીંનું સ્થાન જ આપણા માટે પરમધામ થઈ જાય અથવા ભગવાન સ્વયં આવીને પોતાના પરમધામમાં લઈ જાય. આ આમંત્રણની પણ આપણને જરૂર નથી. આપણી આવશ્યકતા તો એ છે કે જે જીવો દુ:ખી છે તેમનું કલ્યાણ કયા પ્રકારે થાય.

એ વાતનો આપણે ઘણી વાર અનુભવ કરીએ છીએ કે એક દુ:ખી આર્ત ગરીબ જીવ મરતી વખતે બોલાવે છે તો તેના ઘરે જવું પડે છે અને કોઈ એક ધનવાન માણસ છે, લખપતિ–કરોડપતિ છે તો તેમના ત્યાં પણ જવું પડે છે. પરંતુ ગરીબના ત્યાં જવામાં એક પ્રકારની જે શાંતિ મળે છે તે શાંતિ ધનવાન માણસને ત્યાં જવામાં મળતી નથી.

કારણ કે ગરીબ માણસના ચિત્તમાં એટલો ઉત્સાહ અને પ્રેમ હોય છે, વિચારે છે કે જુઓ, 'હું એક તુચ્છ માણસ છું અને આ આટલા મોટા માણસ મારા ઘરે આવ્યા, આજે હું કોના સમાન છું! જેમ કે, ભગવાન શ્રીરામચંદ્રજી અનેક રૂપો ધારણ કરીને ક્ષણમાત્રમાં બધા જ લોકોને મળ્યા.' માનસમાં કહેવામાં આવ્યું છે –

**છન મહિં સબહિ મિલે ભગવાના । ઉમા મરમ યહ કાહુઁ ન જાના ॥**

(રામચરિતમાનસ, ઉત્તરકાંડ - ૬/૭)

'ભગવાન એક ક્ષણમાં અસંખ્ય રૂપો ધારણ કરીને એક-બીજાને મળ્યા. ભગવાન એક ક્ષણમાં જ સૌને મળી રહ્યા છે, આનો મર્મ કોઈ સમજ્યા નહીં.' મર્મ એ હતો કે ભગવાન અનંત રૂપો ધારણ કરીને સૌને મળી રહ્યા હતા. ભગવાન જેને મળતા તે એમ જ સમજતો કે ભગવાન મને જ મળી રહ્યા છે. તેને આશ્ચર્ય થતું કે મારા-જેવા તુચ્છ મનુષ્યને ભગવાન સૌથી પહેલાં મળી રહ્યા છે. આ અનુભવથી તેને ભારે આશ્ચર્ય અને સાથે આનંદ પણ થતો હતો. આવા પ્રકારનું ભગવાનનું મિલન અલૌકિક છે. આવી જ રીતે એક ગરીબ માણસને કોઈ મહાન મનુષ્ય મળે તો તેને પણ ઘણો ભારે આનંદ થાય છે. તેના સુખથી સુખી થવું એ આનંદની પરાકાષ્ઠા છે. એક તો ભગવાનને મળવાનું થાય અને બીજું આપણા મળવાથી તેને ભગવાનના મળ્યા જેટલું જ સુખ થાય તો આપણા માટે આ વાત વધારે મૂલ્યવાન છે. કારણ કે ભગવાનને મળવાનું જે સુખ અને આનંદ છે તેના કરતાં પણ આ વાત અધિક છે. કારણ, તેના માટે તો આપણે જ ભગવાન થઈ ગયા. આપણે સમસ્ત સંસારને આનંદ આપનારા ભગવાનને આનંદ આપીએ; ભગવાન સૌને આહ્લાદિત કરે છે અને આપણે ભગવાનને આહ્લાદિત કરતા રહીએ તો જેમ તે આપણા માટે ગૌરવની વાત છે, તેવી જ રીતે ભગવાન માટે પણ એ ગૌરવની વાત હશે કે તેઓ પોતાના ભક્તને આહ્લાદિત કરે છે અને ભગવાન માટે આના કરતાં ઉત્તમ બીજી કોઈ વાત નથી; કારણ કે આવો જે પ્રેમી ભક્ત છે તે પ્રેમીને

આહ્‌લાદિત કરવામાં ભગવાનને આનંદ મળે છે. જોકે, આ સમજવા માટે કથન (દૃષ્ટાંત) માત્ર છે. ભગવાન તો આનંદરૂપ જ છે.

ભગવાનને સુખ-શાંતિની કમી ક્યારેય નથી, તોપણ ભક્તોના સંગથી ભગવાનને જે સુખ-શાંતિ મળે છે તે અન્યત્ર સંભવ નથી. ભક્તોમાં પણ આવો ભક્ત, કે જે ભગવાનનું દર્શન કરીને મુગ્ધ થઈ જાય છે, આહ્‌લાદિત થઈ જાય છે, એટલું જ નહીં, પોતાની સેવા વડે, ચેષ્ટા વડે, ક્રિયા વડે, લીલા વડે તે ભગવાનને મુગ્ધ કરતો રહે છે, એ જ તેના માટે શ્રેયસ્કર છે. ભક્ત કહે છે, 'એક તો ભગવાનનું દર્શન કરીને હું આનંદમગ્ન છું અને બીજું, હું ભગવાનને સુખ પહોંચાડીને આનંદમગ્ન છું. સઘળી દુનિયાને આનંદ પહોંચાડનારા ભગવાનને હું સુખ પહોંચાડીને આનંદમાં મગ્ન છું. સઘળી દુનિયાને આનંદ પહોંચાડનારા, સૌને આહ્‌લાદિત કરનારા ભગવાનને હું આહ્‌લાદિત કરનારો બનું તો મારા માટે આ અત્યંત સૌભાગ્યની વાત છે.' અને ફરી પાછા ભગવાન આપણને આહ્‌લાદિત કરવા માટે લીલા કરે તો એથીય અધિક ગૌરવની વાત છે. આપણા ચરિત્રનો ઉદ્દેશ્ય છે ભગવાનને આહ્‌લાદિત કરવા અને ભગવાનની લીલાનો ઉદ્દેશ્ય છે આપણને આહ્‌લાદિત કરવા. આપણી ચેષ્ટા ભગવાન માટે છે અને ભગવાનની ચેષ્ટા આપણા માટે છે. આપણા તે પ્રયત્નનું મૂળ કારણ ભગવાન છે અને ભગવાનનો ઉદ્દેશ્ય છે આપણને ખુશ કરવા. આપણી ચેષ્ટાથી ભગવાન મુગ્ધ થતા રહે અને ભગવાનની ચેષ્ટાથી આપણે મુગ્ધ થતા રહીએ તો પરસ્પરમાં આ અલૌકિક પ્રેમનો વિષય છે. આ પ્રમાણે જો આપણે ક્યાંક એક મરણશૈય્યા પર પડેલા માણસને ભગવાનનું નામ તથા તેમના ગુણ સંભળાવવા જઈએ અને તે મુગ્ધ થઈ જાય અને તે વ્યક્તિ ઇચ્છે કે તેની ઇચ્છાની પૂર્તિ કરનારા આપણે બન્યા તો આપણા માટે આનાથી ઉત્તમ બીજી કોઈ સૌભાગ્યની વાત નથી. તે મરનારા માટે તો આપણે જ ભગવાન તુલ્ય થઈ ગયા. તે સમયે તેના મનમાં ક્યારેક-ક્યારેક એવો ભાવ પણ આવ્યા કરે છે

કે 'હું અત્યારે નહીં મરતાં ભગવાનના ગુણ-પ્રભાવ-તત્ત્વ-રહસ્યની વાત સાંભળતો જ રહું. આવી રીતે મારું જીવન મુક્તિ કરતાં પણ શ્રેષ્ઠ છે.' તે ભક્તની સાથે બીજા ભક્તનો જે સંગ છે, એક તો જે મરનારો અને સાંભળનારો તથા બીજો સંભળાવનારો બંનેનો પરસ્પર જે પ્રેમ છે, તેમની મુગ્ધતા છે – તે મુક્તિ કરતાં પણ ઉત્તમ છે. તે પણ સત્સંગ છે. જેનો સ્વયં ભગવાનની સાથે આવા પ્રકારનો સંગ છે, તેની તો વાત જ શી? પરંતુ ભગવાનના ભક્તોનો પરસ્પર સંગ ભલે બંને સાધક હોય અથવા બંનેમાં એક ભગવત્પ્રાપ્ત મનુષ્ય અને બીજો જિજ્ઞાસુ હોય, (મરનારો) સાંભળનારો જિજ્ઞાસુ હોય તથા સંભળાવનારો ભગવત્પ્રાપ્ત મનુષ્ય હોય તો તે બન્નેના આ મિલનની અંતિમ અવસ્થાને જોનારા પણ ધન્યવાદને પાત્ર છે. આવી ઝાંખી (દર્શન) પણ કલ્યાણ કરનારી છે અને તેને આપણે સત્સંગ જ કહીશું, કે જેનો તુલસીદાસજીએ મહિમા ગાયો છે –

**તાત સ્વર્ગ અપબર્ગ સુખ ધરિઅ તુલા એક અંગ ।**
**તૂલ ન તાહિ સકલ મિલિ જો સુખ લવ સતસંગ ॥**

(રામચરિતમાનસ - ૫/૪)

હે તાત! સ્વર્ગ અને મુક્તિનું જે સુખ છે, આનંદ છે તે ત્રાજવાના એક પલ્લામાં અને બીજા પલ્લામાં એવો સંગ. તે એક ક્ષણના સત્સંગની તુલનાએ મુક્તિ પણ કોઈ વસ્તુ નથી. કારણ કે જે મરનાર પ્રાણી છે તેના માટે સત્સંગની એક ક્ષણ જ મુક્તિ માટે ઘણી છે. આ પ્રમાણે તે સંગના પ્રભાવથી હજારો મનુષ્યોની મુક્તિ થતી રહે, આવા મનુષ્યોનો સંગ કરીને પોતાનું જીવન વિતાવીએ, આવો સત્સંગ કરતા રહીએ તો તે સત્સંગ આપણા માટે મુક્તિ કરતાં ઉત્તમ જ છે. ભગવાન જે મુક્ત જીવોને સાથે લઈને સ્વયં પૃથ્વી પર આવે છે તે મુક્ત જીવોને આપણે પરિકર કહીએ છીએ. આ જીવો ભગવાનના સાથી બનીને સંસારમાં ભગવાનની સાથે લીલા કરતા રહીને પોતાના સમયનો સદ્‌વ્યય કરે છે અને અન્ય જીવોનું કલ્યાણ કરે છે. તેથી જ પોતાના આત્માના

કલ્યાણમાં જે ગૌરવ છે, જે મહત્ત્વ છે તેનાથી પણ વધારે મહત્ત્વ આ વાતમાં છે.

એક માણસ સ્વયં ભોજન કરે છે અને એક બીજી વ્યક્તિ દુ:ખી, અનાથ, ભૂખ્યા માણસોને ભોજન કરાવે છે. ભોજન કરાવનારાને જે સુખ મળે છે તે અલૌકિક સુખ છે. અહીં સુખનો તો કોઈ ફરક નથી, પરંતુ જિજ્ઞાસુઓની દૃષ્ટિમાં આ સંગનો થોડો ફરક છે. તેમની દૃષ્ટિમાં આ સંગ સૌથી ઉત્તમ છે. આવા સંગમાં રહીને જો પોતાનો સમય વીતે તો તે સંગ પોતાની મુક્તિ કરતાં પણ ઉત્તમ છે. જેમ કે, ભગવાનનો ઉચ્ચ કોટિનો અનન્ય પ્રેમી ભક્ત - **'મુક્તિ નિરાદર ભગતિ લુભાને'** (રામચરિતમાનસ - ૭-૧૧૯/૭) – ભક્તિમાં મગ્ન રહીને મુક્તિનો પણ નિરાદર કરી દે છે. તાત્પર્ય એ છે કે મુક્તિ આવા મહામનુષ્યોના દર્શન, ભાષણ, સ્પર્શ, વાર્તાલાપ-ચિંતનથી થઈ શકે છે, તેની આગળ મુક્તિ કોઈ ચીજ નથી. આવા મનુષ્યોની કિંમત મુક્તિ કરતાં વધારે છે. જેઓ આ તત્ત્વને જાણનારા હોય છે તેઓ પણ મુક્તિનો નિરાદર કરીને તે મનુષ્યોનો સંગ કરે છે. તેથી ભગવાનની અનન્ય ભક્તિ મુક્તિ કરતાં પણ ઉત્તમ છે; ભક્તિના માર્ગ પર ચાલનારા મનુષ્યોની આ દૃષ્ટિ છે. ભગવદ્ભક્તો માટે ભગવાનમાં અનન્ય ભક્તિ જેવો, અનન્ય પ્રેમ જેવો કોઈ પણ પદાર્થ નથી. તેમના માટે તો ભગવાનની ભક્તિ સાધન છે અને ભગવાનની પ્રાપ્તિ સાધ્ય છે. મુક્તિ પણ સાધ્ય છે. ભગવાનના ભક્તો ભગવત્પ્રાપ્તિ અને મુક્તિમાં પણ ભેદ કરે છે. તેઓ કહે છે કે મુક્તિના તો ઘણા ભેદ છે – ભગવાનમાં વિલીન થઈ જવું અને ભગવાનની નજીક રહેવું. ભગવાનની નજીક રહેવું એ મુક્તિ કરતાં પણ ઉત્તમ છે, જેને આપણે સાયુજ્ય મુક્તિ કહીએ છીએ અર્થાત્ ભગવાનમાં જે મિલન છે. ભક્તોની એવી ધારણા છે કે ભગવાનની નજીક રહેવું, તેમની લીલામાં સામેલ થઈને રહેવું એ તે સાયુજ્ય મુક્તિ કરતાં પણ ઉત્તમ એટલા માટે છે કે સાયુજ્ય મુક્તિ તો થાપણ રૂપમાં સદૈવ મોજૂદ છે, ઇચ્છો ત્યારે લઈ લો, તે સાયુજ્ય મુક્તિ પોતાના માટે

જ નહીં, બલકે બીજાઓ માટે પણ આપી શકે છે. તેની કક્ષા ભક્તિમાર્ગવાળાઓની દૃષ્ટિમાં ઊંચી છે. ભક્તિમાર્ગવાળાઓની દૃષ્ટિમાં ભક્તિ કરતાં ઉત્તમ, તે અનન્ય પ્રેમ કરતાં ઉત્તમ બીજી કોઈ વસ્તુ નથી. જ્યાં અનન્ય પ્રેમ થઈ જાય છે ત્યાં ભગવાન, ભક્ત અને ભક્તિ ત્રણે એક જ થઈ જાય છે – સ્વરૂપથી અલગ-અલગ હોવા છતાં પણ તત્ત્વથી એક જ છે, પારમાર્થિક દૃષ્ટિથી એક જ છે. સ્વયં ભગવાન જ જાણે એક પ્રકારે ત્રણ રૂપોમાં દેખાઈ રહ્યા છે. અભિપ્રાય એવો છે કે ભગવાનનો જે ચેતન પ્રેમ છે તે પ્રેમ જ ત્રણ રૂપોમાં વહેંચાયેલો છે. આ રીતે ભગવાનની જે પ્રાપ્તિ છે, મિલન છે તે એની પોતાની રીતે અદ્ભુત અને અલૌકિક છે. તેથી જ્યાં ભગવાનની બધી ચેષ્ટાઓ ભક્તને આહ્લાદિત કરવા માટે થાય છે, ત્યાં જ ભક્તની પણ બધી ચેષ્ટા ભગવાનને આહ્લાદિત કરવા માટે થયા કરે છે. જેમ કે, ગોપીઓમાં રાધિકાજી સૌ કરતાં શ્રેષ્ઠ છે, તેમની બધી ચેષ્ટાઓ ભગવાનને આહ્લાદિત કરવા માટે અને ભગવાનની બધી ચેષ્ટાઓ રાધિકાજીને આહ્લાદિત કરવા માટે છે. રાધિકાજી તો સાક્ષાત્ ભગવાનની આહ્લાદિની શક્તિ જ છે. જેમ કે, તુલસીદાસજી કહે છે – ભગવાનની એક શક્તિ જો માયા છે, તો બીજી શક્તિ છે ભગવાનની અનન્ય ભક્તિ અથવા આહ્લાદિની શક્તિ. તે ચેતન છે, તે જ સંસારમાં અવતારના રૂપમાં આવે છે તો તેને આહ્લાદિની શક્તિ કહે છે. તેથી રાધિકાજીને આહ્લાદિની શક્તિ કહેવામાં આવ્યાં. ભગવાનનો અને રાધિકાજીનો સંગ એ બંને માટે તો દિવ્ય છે જ, સાથે જ દર્શકો માટે પણ એ અલૌકિક જ છે; કારણ કે દર્શકો પણ મંત્રમુગ્ધની જેમ જ મુગ્ધ થતા જાય છે. બીજી પણ જે સખીઓ હતી તેઓ પણ રાધિકાજીની સાથે મુગ્ધ થઈ જતી હતી. ભક્તિના માર્ગમાં તો આ અતુલનીય જ છે. પરંતુ ધ્યાન રાખવું જોઈએ કે ભગવાનના પ્રેમનું આ ગુપ્ત રહસ્ય તો વર્ણનાતીત જ છે, કારણ કે જેને આ વાત પ્રાપ્ત થઈ છે તે ઢંઢેરો નથી પીટતો કે હું આનો અનુભવ કરું છું. જે ઢંઢેરો પીટે છે તે વાસ્તવમાં તે સ્થિતિમાં

સ્થિત જ નથી, તે તો પોતાની માન-મોટાઈ-પ્રતિષ્ઠા માટે જ સંસારને દગો દઈ (છેતરી) રહ્યો છે, જે તેનું મિથ્યાભિમાન છે. કારણ કે આવું કહેવું અથવા તેને પ્રકાશિત કરવું એ ભગવાનની ભક્તિમાં કલંક લગાડવા બરાબર છે. જ્યાં ભગવાન અને ભગવાનના ભક્તનો એકાંગી પ્રેમ છે, અનન્ય અને વિશુદ્ધ પ્રેમ છે ત્યાં પુરુષની તો વાત જ શી કરવી, કોઈ સ્ત્રીનો પણ પ્રવેશ થઈ શકતો નથી. રાધા-માધવનો જે પ્રેમ છે તે અલૌકિક પ્રેમ છે. વર્તમાનમાં આ જે રાસ વગેરે થાય છે તેમાં તે ચીજ નથી, બલકે એ તો ગૌરવ ઘટાડનારું જ હોય છે. આવી ભાવનાથી હું વર્તમાનના રાસને જોવાની મનાઈ કરતો રહું છું. જેમ કે, કોઈ મનુષ્ય મહાપુરુષના અથવા ભગવાનના સ્થાને સ્થિત થઈને માન-મોટાઈ પૂજા લે છે; ભગવાન સમજે છે કે આ મારી ભક્તિની આડમાં પાપ કરે છે તો ભગવાનનું તેને પ્રેમ કરવાનું તો દૂર જ રહ્યું, તેઓ એમ સમજે છે કે આ મારી ભક્તિમાં, પ્રેમમાં કલંક લગાડનારો મનુષ્ય છે, આ માણસ દંભી, પાખંડી અને અત્યંત નિમ્ન શ્રેણીનો મનુષ્ય છે. ભગવાન તેને દંડ આપ્યા કરે છે. આવા મનુષ્યોના સંગથી હંમેશાં દૂર જ રહેવું જોઈએ તથા વાસ્તવિક સત્પુરુષોનો જ સંગ કરવો જોઈએ.

# મહાત્મા પાસેથી કેવી રીતે લાભ ઉઠાવવો

**પ્રશ્ન :** મહાત્માને કેવી રીતે જાણવા?

**જવાબ :** ઈશ્વરની કૃપાથી જ મહાત્માને જાણી શકાય છે. શ્રદ્ધા થવાથી મહાત્માને જાણી શકાય છે. ઈશ્વરને પ્રાર્થના કરીએ તો મહાત્માને જાણી શકાય છે. જેના દર્શન, સ્પર્શ, ભાષણથી પોતાના ઉપર પ્રભાવ પડે તે મહાત્મા છે. તે ભલે સાધક જ હોય, પણ આપણા માટે તો મહાત્મા છે.

**પ્રશ્ન :** મહાત્માનો શો પ્રભાવ છે?

**જવાબ :** મહાત્માનો પ્રભાવ અપરિમિત છે. જેટલો તમે અનુમાન કરો, એમનો પ્રભાવ તેનાથી પણ વધારે છે.

**પ્રશ્ન :** મહાત્માની પાસે કેવી રીતે જવાય?

**જવાબ :** ખૂબ વિનય અને નમ્રતા સાથે મહાત્માની પાસે જવું જોઈએ. ભગવાન કહે છે –

**તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।**
**ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥**

(ગીતા - ૪/૩૪)

'તે જ્ઞાનને તું તત્ત્વદર્શી જ્ઞાનીઓની પાસે જઈને સમજ. તેમને સમ્યક્‌પણે દંડવત્ પ્રમામ કરવાથી, તેમની સેવા કરવાથી અને કપટ છોડીને સરળતાપૂર્વક પ્રશ્ન કરવાથી, પરમાત્મતત્ત્વને સમ્યક્‌પણે જાણનારા તે જ્ઞાની મહાત્માઓ તને તે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરશે.'

**પ્રશ્ન :** મહાત્માની પાસે શો ભાવ, આશય લઈને જવું જોઈએ?

**જવાબ :** મહાત્માની પાસે પરમાત્માની પ્રાપ્તિની આશા લઈને જવું જોઈએ.

**પ્રશ્ન :** મહાત્માને કયા પ્રશ્નો પૂછવા?

**જવાબ :** જે જે શંકા હોય તે પ્રશ્નો પુછાય.

**પ્રશ્ન :** મહાત્માને અનુકૂળ કેવી રીતે થવાય?

**જવાબ :** શ્રદ્ધા થવાથી અનુકૂળ થઈ જવાય છે.

**પ્રશ્ન :** મહાત્મા પાસેથી સાંભળેલી વાતને કેવી રીતે ધારણ કરાય?

**જવાબ :** જેવી રીતે તેઓ કહે તેવી રીતે ધારણ કરો. શ્રદ્ધા થવાથી ધારણ થઈ જાય છે. જ્યાં સુધી શ્રદ્ધા ન થાય ત્યાં સુધી વિવેકવિચારથી ધારણ કરો, પ્રયત્નપૂર્વક પણ કરી શકો છો. જે વાત સાંભળી છે તેને અમલમાં મૂકવાની છે, એવો નિશ્ચય કરવો જોઈએ.

**પ્રશ્ન :** મહાત્માની ઉત્તમ સેવા કઈ છે?

**જવાબ :** મહાત્માની ઈચ્છા, સંકેત અને આજ્ઞા અનુસાર ચાલવું એ સૌથી ઉત્તમ સેવા છે.

સમય બહુ જ થોડો છે, એમાં પણ વિઘ્નો ઘણાં છે. કોઈ ને કોઈ વિઘ્ન વળગેલું જ રહે છે. અહીં આવીને પણ બીમાર પડી જવાય છે. સમય થોડો છે અને વિઘ્નો વધારે છે. તેથી અહીં જે કામ માટે મનુષ્યનું આવવાનું થયું છે તેને જલદી પૂરું કરી લેવું જોઈએ. આયુષ્યનો ભરોસો નથી, મૃત્યુ કોઈને પહેલાંથી સૂચના આપતું નથી, અચાનક આવી જાય છે. પછી કશું બનવાનું નથી. જ્યારે આગ લાગે છે ત્યારે કૂવો ખોદવાથી કામ નથી બનતું. પહેલાંથી કૂવો ખોદીને તૈયાર રાખીએ તો આગ જલદી બુઝાઈ જાય છે. આપણે જે કાંઈ કરી રહ્યા છીએ તે બરાબર કરી રહ્યા છીએ એ જોઈ લેવું જોઈએ. કંઈ પણ ગડબડ હોય તો સુધારો કરી લેવો જોઈએ.

હર કોઈએ વિચાર કરવો જોઈએ કે દેહમાં હું શું છું? શું કરી રહ્યો છું અને શું કરવું જોઈએ? સંસારનાં એશ-આરામ, ભોગો માટે મનુષ્ય-શરીર મળ્યું નથી. દેહમાં જે દ્રષ્ટા સાક્ષી છે તે આત્માનું સ્વરૂપ છે, દેહનાં પોતાનાં સ્વરૂપ નથી. દેહનું માન, અપમાન, સત્કાર આદિ પોતાનાં નથી. દેહના માન-અપમાનને પોતાનાં માનવાથી જ મનુષ્ય દુઃખી થાય છે. દેહના નામ-રૂપની નિંદા-સ્તુતિ સાંભળીને દુઃખી-સુખી થવું એ ભૂલ છે. આ પ્રકારનું જ્ઞાન પરમાત્માના શરણથી, ભગવાનની

ભક્તિથી થાય છે, મહાત્માઓના સંગથી થાય છે. ભગવાનનું શરણ લેવું જોઈએ, ભગવાનની ભક્તિ કરવી જોઈએ અને મહાત્માનો સત્સંગ કરવો જોઈએ - આ તેના ઉપાય છે.

આ જેટલા પદાર્થો છે, આપણી સાથે કોઈ પણ આવનારા નથી. એટલું જ નહીં, આપણું આ શરીર પણ અહીં જ રહી જશે. તેથી મનુષ્યે એવી કોશિશ કરવી જોઈએ કે પોતાના આત્માનો ઉદ્ધાર થઈ જાય અને ફરીથી પાછા આવવું પડે નહીં. જ્યાં સુધી દેહમાં પ્રાણ છે, કોશિશ કરવાથી સર્વ કાંઈ થઈ શકે છે. મર્યા પછી કાંઈ જ થઈ શકતું નથી. કોશિશ કરવામાં આવે તો મનુષ્ય માટે કશું જ અસંભવ નથી. કોશિશ કરવાથી સફળતા અવશ્ય મળશે. એવી કોશિશ અવશ્ય કરવી જોઈએ કે મૃત્યુ પહેલાં ઉદ્ધાર ના થઈ શકે તો અંતકાળે તો ઉદ્ધાર થઈ જ જાય. ભગવાનનું ભજન, ધ્યાન અને મહાત્માઓનો, સદ્‌વચનોનો સંગ કરવાથી આત્માનું કલ્યાણ અને ઉદ્ધાર જલદી થઈ શકે છે. એના પ્રભાવથી અંતકાળે ભગવાનનું સ્મરણ થાય છે.

**યં યં વાપિ સ્મરન્ભાવં ત્યજત્યન્તે કલેવરમ્ ।**
**તં તમેવૈતિ કૌન્તેય સદા તદ્ભાવભાવિતઃ ॥**

(ગીતા - ૮/૬)

'હે કુન્તીપુત્ર અર્જુન! આ મનુષ્ય અંતકાળે જે-જે પણ ભાવનું સ્મરણ કરતો રહીને શરીરનો ત્યાગ કરે છે તેને-તેને તે પ્રાપ્ત કરી લે છે, કારણ કે તે હંમેશાં તે જ ભાવથી ભાવિત રહે છે.'

ભગવાનના નામરૂપનો ભાવ જ નિરંતર હૃદયમાં દૃઢ કરવો જોઈએ. જો અંતકાળનો સમય જલદી આવી જાય તો મર્યા પછી સાધન સાથે રહેશે. ઈશ્વરનું ભજન, ધ્યાન, સાધન સાથે રહેશે તો યોગભ્રષ્ટની ગતિ થશે. એટલે જ ડુબાડનારા દુર્ગુણો, દુરાચારોને હટાવવા જોઈએ. શરીર અને આ બહારના પદાર્થો અહીં જ રહી જાય છે. ભજન, ધ્યાન, સત્સંગ, સ્વાધ્યાય, સેવા, સંયમ, જ્ઞાન, વૈરાગ્ય - એ ઉત્તમ-ઉત્તમ વસ્તુઓ હૃદયમાં રહે છે અને સાથે આવે છે. એ જ પ્રમાણે જૂઠ, કપટ,

બેઈમાની, કામ, ક્રોધને હટાવવાં જોઈએ. એ પણ સાથે આવે છે. જ્યારે આપણને એવો નિશ્ચય થઈ જાય કે ભૌતિક પદાર્થો સાથે આવતા નથી, તો ઉત્તમ વસ્તુઓનો સંગ્રહ કરવો જોઈએ કે જેથી મર્યા પછી જો જન્મ થાય તો એ કામમાં આવે! કોશિશ તો એ જ કરવી જોઈએ કે જન્મ થાય જ નહીં.

આ ઘોર કળિયુગમાં ઈશ્વરની ભક્તિ મુખ્ય (સાધન) છે. ભક્તિથી ભગવાન આધીન થઈ જાય છે. ઈશ્વરના ભક્તોમાં પ્રહ્‌લાદ પ્રથમ નંબરે છે. તેમની કથા પ્રસિદ્ધ છે. પ્રહ્‌લાદજી પર જેટલાં આક્રમણો કરાયાં બધાં જ વિફળ થયાં અને ભગવાને પ્રગટ થવું પડ્યું. તેમની ભક્તિ ઉચ્ચ કોટિની નિષ્કામ ભક્તિ હતી.

ભગવાનની ભક્તિ તથા ધ્યાનનો એટલો પ્રભાવ છે કે ઊકળતું તેલ પણ સુધન્વાને બાળી શક્યું નહીં. તેથી ભગવાનની ભક્તિ જ કરવી જોઈએ. ઘણાંબધાં મકાન બનાવી લીધાં, રૂપિયા એકઠા કરી લીધા, શરીર તાજું-તગડું કરી લીધું તો શું થયું? આપણા દેહમાં જે આત્મા છે તે હંમેશ માટે કેવી રીતે સુખી થાય, તેવો ઉપાય કરવો જોઈએ. આપણે એવી કોશિશ કરવી જોઈએ કે જેથી ભવિષ્યનું દુઃખ મટી જાય. મનુષ્યયોનિ સિવાય બીજી કોઈ યોનિમાં એવો અધિકાર પ્રાપ્ત નથી કે હંમેશ માટે સુખશાંતિ પ્રાપ્ત કરી શકીએ. દેવયોનિ પણ ભોગયોનિ છે, તેમને પણ આત્માના ઉદ્ધારનો અધિકાર નથી. એટલે જ આપણે ફાલતુ સમય નહીં વિતાવવો જોઈએ, ભક્તિરૂપી કાર્યમાં અમૂલ્ય કામમાં સમય લગાડવો જોઈએ. જે વસ્તુ આપણને પરમાત્માની પ્રાપ્તિમાં સહાયક નથી તેના માટે સમય કેમ વિતાવીએ? આપણે સમય પહેલાં જ પોતાનું કામ નિપટાવી લેવું જોઈએ. નહીં તો ઘોર પશ્ચાત્તાપ કરવો પડશે.

આપણે નિરંતર ભગવાનનું ભજન-ધ્યાન કરવું જોઈએ. સુધન્વા ભગવાન શ્રીકૃષ્ણના ધ્યાનને લીધે બળતા તેલથી પણ બળ્યો નહીં. તેથી આપણે હરહંમેશ ભગવાનનું ધ્યાન કરવું જોઈએ. ગોપીઓ હરતાં

ફરતાં, કામ કરતાં હરહંમેશ ભગવાનનું સ્મરણ-ધ્યાન કરતી હતી. આપણે ધ્યાનના સમયે એકાંતમાં એકાગ્રચિત થઈને પરમાત્માનું ધ્યાન કરવું જોઈએ. હરહંમેશ ધ્યાન કરીએ તો એ વધારે સારું છે.

મહર્ષિ પતંજલિએ ધ્યાન માટે બતાવ્યું છે - **'સ્થિર સુખમાસનમ્'** ભગવાન ગીતામાં બતાવે છે –

**સમં કાયશિરોગ્રીવં ધારયન્નચલં સ્થિરઃ ।**
**સંપ્રેક્ષ્ય નાસિકાગ્રં સ્વં દિશશ્ચાનવલોકયન્ ॥**

(ગીતા - ૬/૧૩)

એકાંત અને પવિત્ર સ્થાનમાં સીધા બેસીને ભગવાનના ધ્યાનમાં હરહંમેશ મગ્ન રહેવું જોઈએ. આપણી ઈન્દ્રિયોની વૃત્તિઓ સંસારના પદાર્થો તરફ જઈ રહી છે, બહિર્મુખ થઈ રહી છે, તેમને અંતર્મુખ કરવી જોઈએ. વૃત્તિઓને પરમાત્માના ધ્યાનમાં તન્મય કરી દેવી જોઈએ. અહીં સ્વાભાવિક શાંતિ છે જ, ધ્યાન કરવાથી વધારે શાંતિ-આનંદ પ્રતીત થાય છે. તે સમયે પરમાત્મા સિવાય બીજું કોઈ રહેતું નથી, પરમાત્મામાં જ ડૂબેલા રહીએ છીએ. પછી હૃદયમાં પ્રેમ-આનંદ સમાતો નથી. ભગવાન શ્રીકૃષ્ણનું ધ્યાન એ રીતે કરવું જોઈએ. ભગવાનના ભજન અને સત્સંગથી આપણામાં પ્રેમનો પ્રાદુર્ભાવ થવાથી ભગવાન દર્શન આપે છે.

# પાત્રતા અને શ્રદ્ધા

પરમાત્માની પ્રાપ્તિ માટે પાત્રતા અને શ્રદ્ધાની અત્યંત આવશ્યકતા છે. આ બાબતમાં એક સાંભળેલી વાત છે. કહોડ નામના એક વેદપાઠી બ્રાહ્મણ હતા અને તેમના પુત્રનું નામ હતું અષ્ટાવક્ર. અષ્ટાવક્ર જ્યારે તેની માતાનાં પેટમાં હતો તે સમયે ગર્ભસ્થ બાળક અષ્ટાવક્ર પોતાના પિતાના મુખેથી વેદનો અશુદ્ધ પાઠ સાંભળીને પોતાની માતાના મુખેથી પોતાના પિતાની અશુદ્ધિ બતાવવા લાગ્યો. એનાથી પિતાને ક્રોધ આવી ગયો અને તેઓ બોલ્યા કે 'અરે! ગર્ભસ્થ શિશુ! હજુ તો તું પેદા પણ નથી થયો, પોતાની જનેતાના પેટની ભીતરથી બોલી રહ્યો છે!' કહોડને આમાં પોતાનું અપમાન લાગ્યું, જોકે વાત તો સાચી હતી. ક્રોધ આવવાથી તેમણે પોતાની પત્નીના પેટ પર લાત મારી, જેથી એ ગર્ભસ્થ બાળકનાં કોમળ અંગો ઠેર-ઠેર વાંકાં વળી ગયાં. જ્યારે તે બાળક પેદા થયો ત્યારે તે આઠ જગ્યાએ વાંકો જ પેદા થયો. આઠ જગ્યાએ વાંકો હોવાને કારણે તેનું નામ અષ્ટાવક્ર રાખવામાં આવ્યું. અષ્ટાવક્ર જન્મ પહેલાંથી જ વેદોના અનુભવી હતા, તેથી ઘણા મોટા પ્રકાંડ વિદ્વાન થયા.

અષ્ટાવક્રના મામાનું નામ ઉદ્દાલક હતું. બંને સરખી ઉંમરના હતા. એક વાર તેઓ બંને એકબીજા સાથે દડો રમી રહ્યા હતા. રમતી વખતે અષ્ટાવક્રે જ્યારે દડો ફેંક્યો ત્યારે જ્યાં તે ફેંકવા ઇચ્છતો હતો ત્યાં જ દડો ગયો તો તેણે આનંદથી ઊંચા સ્વરે કહ્યું કે મારો વિજય થઈ ગયો. આ સાંભળીને તેના મામાએ કહ્યું કે 'અરે, તું અહીં વિજય મનાવી રહ્યો છે અને તારો બાપ કેદમાં પડ્યો છે.' બાળકો એકબીજાને મહેણું મારી જ દે છે. આ વાત સાંભળીને અષ્ટાવક્રે વિચાર્યું કે મારો બાપ કેદમાં પડ્યો છે તો શું મારો બાપ બીજો પણ કોઈ છે? તે પોતાના નાનાજીને જ પોતાના બાપ સમજતો હતો. તેના મામા તેના નાનાજીને પિતાજી કહેતા હતા તેથી તે પણ પિતાજી કહેતો હતો. તેની માતા પણ પિતાજી

કહેતી હતી તેથી તે સમજતો હતો કે આ સૌના પિતાજી છે. જ્યારે અષ્ટાવક્રે આ નવી વાત સાંભળી ત્યારે તે પોતાની માતા પાસે ગયો અને પૂછ્યું કે 'મા, મારા પિતાજી ક્યાં છે અને કોણ છે?' તેની માતાએ તેના નાનાજી તરફ ઇશારો કરીને કહ્યું કે 'આ તારા પિતાજી છે.' આ સાંભળીને બાળકે કહ્યું કે 'ના, આ તો તારા પિતાજી છે, ઉદ્દાલકના પિતાજી છે. બતાવ, મારા પિતાજી ક્યાં છે? મા, બતાવ ને, મારા પિતાજી ક્યાં છે?' દીકરાની હઠ સાંભળીને તે રોવા લાગી અને બોલી કે 'બેટા, શું બતાવું?' તેણે કહ્યું કે 'નહીં, મા, બતાવવું જ પડશે.' ત્યારે વિવશ થઈને તેની માતાએ કહ્યું કે 'બેટા, અહીં જનક નામનો એક રાજા છે. તેમની પાસે કોઈ જાય છે તો તે તેને કેટલાક પ્રશ્નો પૂછે છે. તેમના પ્રશ્નોના જે સાચા ઉત્તર આપે છે તેને તે પુરસ્કાર આપે છે અને જે સાચા ઉત્તર નથી આપી શકતો તેને કેદ કરી લે છે. તારા પિતા પણ ત્યાં ગયા હતા અને તેઓ ઉત્તર આપી શક્યા નહીં, તો રાજાએ તેમને કેદ કરી લીધા.' અષ્ટાવક્રે કહ્યું - 'કોઈ વાત નહીં.' માતા ડરતી હતી કે બાપનો બદલો લેવા માટે આ પણ ત્યાં જઈને ક્યાંક ફસાઈ ન જાય! તેને તે સમજાવી-મનાવીને રોકવા ઇચ્છતી હતી, પરંતુ તે રોકાયો નહીં. તે પોતાના મામા ઉદ્દાલકની સાથે રાજા જનકની રાજધાનીમાં ગયો. બંને બાળકો રાજાના ઉંબરે ઊભા રહ્યા અને તેમણે દરવાનોને કહ્યું કે અમે રાજાની સભામાં જવા ઇચ્છીએ છીએ. દ્વારપાળોએ કહ્યું કે ત્યાં બાળકો ના જઈ શકે. આ સાંભળીને બાળકોએ પૂછ્યું કે 'જેઓ અવસ્થાએ બાળક છે તેઓ ના જઈ શકે કે પછી જેઓ જ્ઞાનમાં બાળક છે તેઓ ના જઈ શકે? અવસ્થામાં જેઓ બાળક છે તેઓ જો ના જઈ શકે ત્યારે તો ત્યાં જવાનો અમારો અધિકાર નથી, કારણ કે અમે બાળક અવસ્થામાં છીએ; અને જ્ઞાનમાં જેઓ બાળક છે તેઓ જો જઈ શકતા નથી તો અમારો અધિકાર છે. તમે અમારી સાથે શાસ્ત્રાર્થ કરો. જો અમે જ્ઞાનમાં અયોગ્ય લાગીએ તો રોકી દેજો.' ત્યારે દ્વારપાળોમાં જે

બુદ્ધિમાન હતો તેણે વિચાર્યું કે આ બાળકો જવા માટે યોગ્ય છે, તેથી તેમને જવા દીધા અને તે બન્ને સભામાં પહોંચી ગયા. રાજા સમજદાર હતા, તેમણે બાળકોને સભામાં ઉપસ્થિત થયેલા જોઈને વિચાર્યું કે જો દ્વારપાળે આમને મોકો આપ્યો છે તો કંઈક સમજીને-વિચારીને જ આપ્યો હશે. કહોડ-પુત્ર અષ્ટાવક્ર ત્યાં ઊભા થઈ ગયા. તેમને આઠ જગ્યાએથી વાંકા જોઈને રાજા હસ્યો અને બાકીના બધા લોકો પણ હસ્યા, તો અષ્ટાવક્ર પણ હસવા લાગ્યા. ત્યારે રાજાએ બાળકને પૂછ્યું કે 'અમે લોકો તો બરાબર હસી રહ્યા છીએ, કારણ કે તારું શરીર એકદમ વિચિત્ર છે. આવું શરીર કોઈએ ક્યારેય જોયું નથી. તેથી અમારા લોકોના હસવાનો હેતુ તો બરાબર છે, પરંતુ હે બ્રાહ્મણ! તારા હસવાનો હેતુ શો છે?' અષ્ટાવક્રે કહ્યું કે 'મારા હસવાનો હેતુ પણ બરાબર છે. મેં સાંભળ્યું હતું કે રાજા જનકને ત્યાં વિદ્વાનો એકઠા થાય છે, ત્યાં વિદ્વાનોની સભા છે. હું તો અહીં વિદ્વાનોની સભા સમજીને આવ્યો હતો, પરંતુ અહીં તો મોચીઓની સભા છે, કારણ કે મોચી હાડકાં અને ચામડાની પરીક્ષા કરે છે. અહીં આવીને જોયું કે કોઈ વિદ્વાન તો છે જ નહીં, તેથી આ મૂર્ખાઓની સભા છે. બધા મોચીઓ જ મોચીઓ એકઠા થયેલા છે; અને એ વિચારીને હું હસ્યો કે હું ક્યાં આવી ગયો?' રાજાએ પૂછ્યું કે 'શું આ બધા મોચી છે?' અષ્ટાવક્રે કહ્યું - 'હા, આચરણથી તો મોચી જ છે, કારણ કે મોચી જ હાડકાં અને ચામડાની પરીક્ષા કરે છે.' રાજાએ ફરી પૂછ્યું કે 'તમે અહીં શા માટે આવ્યા છો?' એમણે કહ્યું કે 'મેં સાંભળ્યું છે કે રાજા જનકની પાસે કોઈ પણ વિદ્વાન બ્રાહ્મણ આવે છે તેને કહેવામાં આવે છે કે અમે ઘોડા પર સવાર થઈ રહ્યા હોઈએ અને એક પગ ઘોડાના પેંગડામાં મૂકી દઈએ અને પછી બીજો પગ મૂકીએ એટલી વારમાં શું અમને તમે જ્ઞાન આપી શકો છો? જ્ઞાન નહીં આપી શકવાને કારણે તમે તેને કેદ કરી લો છો.' રાજાએ કહ્યું – 'હા, એ જ વાત છે.' અષ્ટાવક્ર બોલ્યા – 'હું તમને

જ્ઞાન આપવા આવ્યો છું.' રાજાએ કહ્યું કે 'એટલી વારમાં તમે જ્ઞાન આપી શકો છો?' અષ્ટાવક્રે કહ્યું કે 'એટલી વારમાં હું ત્રણ વ્યક્તિઓને જ્ઞાન આપી શકું છું. જેની પાસે જે વસ્તુ હોય – જેમ કે આ ઘડિયાળ છે, તે વસ્તુ બીજાને આપવામાં તેને કેટલો સમય લાગે?' (તેમણે જોકે ઘડિયાળની વાત નહોતી કહી, આ તો હું તમને સમજાવવા માટે કહું છું.) રાજાએ ઘોડો મંગાવ્યો અને ઘોડા પર સવાર થવા માટે એક પગ પેંગડામાં મૂક્યો અને બીજો પગ મૂકવા માટે જેવા તૈયાર થયા કે તરત જ અષ્ટાવક્રે ઉપદેશ આપવાનું શરૂ કરી દીધું - 'રાજન્! મનને મુઠ્ઠીમાં પકડો.' રાજાએ કહ્યું – 'મનને મુઠ્ઠીમાં કેવી રીતે પકડીએ?' અષ્ટાવક્રે કહ્યું કે 'મન તમારી મુઠ્ઠીમાં રહે, અહીં-તહીં બહાર ન જાય.' રાજાએ કહ્યું કે 'પણ, મનને મુઠ્ઠીમાં કેવી રીતે પકડી શકાય?' અષ્ટાવક્રે કહ્યું કે 'જેનું મન મુઠ્ઠીમાં નથી, તેણે એ પ્રશ્ન જ નહીં કરવો જોઈએ કે આટલા સમયમાં જ્ઞાન આપો. આટલા સમયમાં જ્ઞાન તેને આપી શકાય છે કે જેનું મન મુઠ્ઠીમાં હોય. જ્ઞાન પ્રાપ્ત કરવાને લાયક તો તમે છો નહીં અને દોષ આપો છો ઉપેદશકને! પહેલાં તમે સ્વયં તૈયાર થાઓ - જેવું હું કહું અથવા ઉપદેશ આપું, તેવું તમે કરો. જો તમે નથી કરી શકતા તો એમાં દોષ મારો છે કે તમારો?' રાજાએ કહ્યું કે 'હું આવી રીતે મનને મુઠ્ઠીમાં પકડી શકતો નથી.' આથી અષ્ટાવક્રે કહ્યું કે 'જો તમે (મનને) નથી પકડી શકતા તો તમને જ્ઞાન આપવું એ મારા વશની વાત નથી; અને તમે જેટલા બ્રાહ્મણોને વગર અપરાધે કેદ કરી રાખ્યા છે તેમને છોડી દો.' અષ્ટાવક્રની આ વાતથી સંતુષ્ટ થઈને રાજાએ બધાને છોડી દીધા. એ લોકોમાં અષ્ટાવક્રના પિતા કહોડ પણ હતા. આ પ્રમાણે અષ્ટાવક્રે બધાને છોડાવી દીધા. કહેવાનો અભિપ્રાય એ છે કે જો મનુષ્ય લાયક બની જાય તો મહાત્મા પુરુષોના ઉપદેશથી ખૂબ થોડા સમયમાં ઘણા લોકોને જ્ઞાન થઈ શકે છે. આ સમયે ઉચ્ચ કોટિના મહાત્મા પુરુષો પણ ઓછા છે. જે સમયે ભગવાને ગીતાનો ઉપદેશ આપ્યો હતો તે સમયે પણ ઓછા હતા. કારણ કે, ભગવાન કહે છે –

**મનુષ્યાણાં સહસ્રેષુ કશ્ચિદ્યતતિ સિદ્ધયે ।**
**યતતામપિ સિદ્ધાનાં કશ્ચિન્માં વેત્તિ તત્ત્વતઃ ॥**
(ગીતા - ૭/૩)

'હજારો માણસોમાંથી કોઈ એક માણસ મારી પ્રાપ્તિ-રૂપી સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરનારા સિદ્ધોમાં કોઈ એક જ મનુષ્ય મુજ પરમાત્માને તત્ત્વથી જાણે છે.' આનાથી એ સિદ્ધ થાય છે કે તે જમાનામાં પણ લાખો-કરોડોમાં કોઈ એક જ મહાપુરુષ થતો હતો. માટે જ મનુજીએ કહ્યું છે કે એક બાજુ દસ હજાર માણસો ભેગા થઈને જો કહે કે આ ધર્મ છે અને બીજી બાજુ ચારે વેદોના તત્ત્વને જાણનારો એક મહાપુરુષ જેને ધર્મ બતાવે, ત્યાં મહાપુરુષની વાતનું જ મહત્ત્વ છે. પેલા દશ હજાર માણસોએ બતાવેલા ધર્મને ધર્મ માની શકાય નહીં, પણ એકની જ વાત માની શકાય છે. આજકાલ જે વોટની પ્રથા છે, તેમાં કોઈ ભલે ઉચ્ચ કોટિનો વિદ્વાન મહાત્મા હોય કે પછી કોઈ મૂર્ખ હોય, તે બંનેનું સરખું મૂલ્ય છે. આજકાલ વિદ્વાન મહાત્માની કિંમત નથી. તે સમયે કિંમત હતી કે દસ હજાર માણસો એક બાજુ હોય અને એક વિદ્વાન તત્ત્વવેત્તા બીજી બાજુ, તો પેલી એક વ્યક્તિની વાતનો જ આદર થતો હતો, નહીં કે દસ હજાર વ્યક્તિઓની વાતનો. સંસારમાં મહાપુરુષો ઘણા જ ઓછા છે અને છે તોપણ તેઓ દુર્લભ છે. પહેલાં તો છે જ ઘણા ઓછા અને છે તો તેમનું મળવું ઘણું દુર્લભ છે; અને મળી જાય છે તો તેમને ઓળખવાનું મુશ્કેલ છે, તેમને આપણે ઓળખી નથી શકતા. આપણામાં ઓળખવાનું સામર્થ્ય જ નથી. જો તેઓ દયા કરીને પોતાનો પરિચય આપે તો આપણે તેમનો ઘણો લાભ લઈ શકીએ છીએ. જેમ કે અષ્ટાવક્રજીએ કહ્યું કે આટલા સમયમાં (જે એક મિનિટનો પણ સમય નથી-) હું ત્રણ વ્યક્તિઓને જ્ઞાન આપી શકું છું, જીવન્મુક્ત બનાવી શકું છું. તેમણે આપેલું જ્ઞાન નિષ્ફળ જઈ શકતું નથી. તેથી, પરમાત્માની પ્રાપ્તિ માટે તો આટલો સમય જ પૂરતો છે. જેવી રીતે જ્યારે વીજળી ફિટ થઈ જાય છે ત્યારે સ્વિચ દબાવવાની સાથે જ

રોશની થઈ જાય છે, બિલકુલ વિલંબ થતો નથી, તેવી જ રીતે જ્યારે મનુષ્ય પાત્ર (લાયક) બની જાય છે ત્યારે ક્ષણમાત્રમાં પરમાત્માની પ્રાપ્તિનો ઉપદેશ મેળવી લે છે અને તેથી તેને પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે. માટે, આપણે તૈયાર રહેવું જોઈએ. શાસ્ત્રોમાં પણ એ વાત બતાવવામાં આવી છે કે પાત્રતા પ્રાપ્ત થયા પછી પરમાત્માની પ્રાપ્તિ થવામાં વિલંબ થતો નથી.

છાન્દોગ્ય ઉપનિષદમાં કથા આવે છે – જબાલાનો પુત્ર સત્યકામ પોતાના ગુરુ પાસે ઉપદેશ લેવા માટે ગયો. ગુરુએ પૂછ્યું કે 'તારું ગોત્ર કયું છે?' જબાલાએ કહ્યું કે 'મેં આ બાબતમાં પોતાની માતાને પૂછ્યું હતું તો તેમણે કહ્યું હતું કે હું તારા પિતાની સેવા કરતી હતી. એ સમયે મને ખબર ન હતી કે તારા પિતાનું ગોત્ર કયું છે; અને તું પેદા થયો.' આ સાંભળી ગુરુજીએ કહ્યું, બરાબર છે, તું બ્રાહ્મણનો પુત્ર છે, કેમ કે તું સત્યવાદી છે. બ્રાહ્મણ ક્યારેય મિથ્યા (અસત્ય) બોલતા નથી. તારા પિતાના ગોત્રની ખબર નથી તો કોઈ વાંધો નહીં, તારી માતાના નામ 'જબાલા'થી તારું ગોત્ર ચાલશે. પછી તેમણે તેને બોધ (ઉપદેશ) આપ્યો, યજ્ઞોપવીત આપ્યું અને ગાયત્રી મંત્રની દીક્ષા આપી. ઉપદેશ આપીને તેને આજ્ઞા આપી કે આ ચાર સો ગાયોની પાછળ-પાછળ તું જા. જતી વખતે સત્યકામે કહ્યું કે આ ગાયો જ્યારે એક હજાર થઈ જશે ત્યારે હું પાછો આવીશ. આ સાંભળી, તેઓ મૌન થઈ ગયા. મૌનમાં તેમની સંમતિ અને સંકેત છે એમ સમજીને તે ગાયોને વનમાં લઈ ગયો. જ્યારે ગાયોની સંખ્યા એક હજાર થઈ ગઈ, ત્યારે તેમાંના એક વૃષભે (આખલાએ) કહ્યું કે હવે અમારી સંખ્યા એક હજાર થઈ ગઈ છે, તો અમને ગુરુજી પાસે લઈ ચાલો. તે સમયે સત્યકામને વૃષભે બ્રહ્મનો ઉપદેશ આપ્યો. ત્યાર પછી ક્રમશઃ અગ્નિદેવતાએ તથા હંસે અને મદ્‌ગુ નામના જળચર પક્ષીએ પણ ઉપદેશ આપ્યો. આ પ્રમાણે વનમાં જ તેને આ ચારે જણાંએ ઉપદેશ આપ્યો. સત્યકામને પૂર્ણ જ્ઞાન થઈ ગયું અને તેને પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ. બ્રહ્મજ્ઞાન થયા પછી

તે હજાર ગાયો સાથે ગુરુજી પાસે પહોંચ્યો. ગુરુજીએ તેનું મુખ-મંડળ જોઈને કહ્યું - 'વત્સ! તારા મુખમંડળની પ્રસન્નતા અને શાંતિ જોઈને મને એવી અનુભૂતિ થઈ રહી છે કે તને બ્રહ્મજ્ઞાન થઈ ગયું છે.' સત્યકામે કહ્યું - 'પ્રભુ! તમારી કૃપાથી થઈ ગયું છે, છતાં પણ હું તમારા મુખેથી સાંભળવા ઈચ્છું છું, તમે સ્વયં મને ઉપદેશ આપો.' તે પછી ગુરુએ પણ ઉપદેશ આપ્યો. સત્યકામ જ્યારે પાત્ર થઈ ગયો ત્યારે ગુરુએ પણ થોડા જ સમયમાં તેને ઉપદિષ્ટ કરી દીધો. જ્ઞાન તો તેને પહેલાં જ થઈ ગયું હતું. નામ માત્ર માટે ગુરુ પાસેથી પણ સાંભળી લીધું.

તેનામાં યોગ્યતા (પાત્રતા) શી હતી? – ગુરુની આજ્ઞાનું પાલન કરવું તે. ગુરુએ કહ્યું હતું કે 'તું આ ચાર સો ગાયોની પાછળ-પાછળ જા.' તેણે ગુરુનું કથન સાંભળીને એવો પ્રશ્ન ન કર્યો કે 'આનાથી જ્ઞાન કેવી રીતે થશે?' - એવું પણ નહીં વિચાર્યું કે હું તો બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે ગુરુ પાસે આવ્યો છું અને આ ગુરુજી બ્રહ્મજ્ઞાનની તો વાત કરતા નથી અને કહે છે કે 'તું ગાયોને જંગલમાં લઈ જઈને ચરાવ.' ભલા, આજના યુગમાં કોણ આનાથી મુક્તિ થશે એવું સમજશે અને આ વાતને સાચી માનશે? ઊલટાનું કહેશે કે હું તમારે ત્યાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આવ્યો છું કે પછી ગાયો ચરાવવા? આ સિવાય પણ, આજે કોઈ આવી રીતે ઉપદેશ લેવા માટે આવે તો તેને ચાર સો ગાયો (ચરાવવાની વાત) તો દૂર રહી, તેને એમ કહેવામાં આવે કે અમારા ઘરમાં ગાય છે અને તું પ્રાતઃકાળે તથા સાયંકાળે તારે પોતે આનું દૂધ દોહી લાવવું, ગાયને થોડું ઘાસ પણ ખવડાવીશ તો સારું; અને દિવસે ભણ્યા કરવું – આ વાત પણ તેને ભારરૂપ લાગશે કે 'જુઓ ને, ગુરુજી કેટલા બધા સ્વાર્થી છે! આ તો ગાયની સેવા કરાવવાનું ઈચ્છે છે અને તેના બદલામાં મને જ્ઞાન આપવા ઈચ્છે છે. સારું, જવા દો, કોઈ બીજા ગુરુ મળે એવો પ્રયત્ન કરીએ, આમનાથી શું થવાનું છે!' આવા સ્વાર્થીથી પોતાના કોઈ કામની સિદ્ધિ થઈ શકતી નથી. શું ક્યારેય આવા શિષ્યને જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે ખરી? સ્વયં ભગવાન કહે છે –

તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા ।
ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ ॥
(ગીતા - ૪/૩૪)

ગુરુ પાસેથી જ્ઞાન આ પ્રમાણે પ્રાપ્ત કર. 'પ્રણિપાત' કરીને, નમસ્કાર કરીને નહીં બલકે સાષ્ટાંગ પ્રણામ કરીને એટલે કે ગુરુનાં ચરણોમાં લાંબો આડો પડીને પ્રણામ કર. આજકાલ કોઈને કહેવામાં આવે કે સાષ્ટાંગ પ્રણામ કરવા જોઈએ, તો તે કહે છે કે અમને શરમ આવે છે. શુદ્ધ ભાવથી પ્રશ્ન કરવાનું નામ 'પરિપ્રશ્ન' છે. જિજ્ઞાસુ બનીને શુદ્ધ ભાવથી પ્રશ્ન કરવો જોઈએ. 'સેવા'નો અર્થ છે ગુરુના મન અને સંકેત અનુસાર ચાલવું, તેમના આદેશ અનુસાર ચાલવું, હરહંમેશ ઉપસ્થિત (તત્પર) રહેવું, તેમની આજ્ઞાની પ્રતીક્ષા કરતા રહેવું. આ પ્રમાણે ગુરુના મન અનુસાર, આદેશ અનુસાર સેવા કરવી એ સેવા છે. આવું કરવાથી તે તત્ત્વદર્શી મહાત્મા જ્ઞાની પુરુષ તને જ્ઞાનનો ઉપદેશ આપશે. પ્રશ્ન થઈ શકે છે કે જો તત્ત્વદર્શી જ્ઞાની મહાત્મા પુરુષ છે તો તેમને જિજ્ઞાસુના પ્રશ્નનો ઉત્તર આપવામાં સેવાથી – નમસ્કારથી શું પ્રયોજન? પ્રશ્ન કરનારો ભલેને કોઈ પણ પ્રશ્ન પૂછે. આ સેવા અને નમસ્કાર શા માટે? ઉત્તર એ છે કે સેવા અને નમસ્કારથી, તે પાત્ર છે કે અપાત્ર છે એ જાણી શકાય છે; શ્રદ્ધાનો નિર્ણય થાય છે. શું શ્રદ્ધાળુને જ જ્ઞાન આપવું જોઈએ; નહીં તો નહીં? પ્રશ્નકર્તામાં જો શ્રદ્ધા ના હોય તો ઉપદેશ આપવો જોઈએ નહીં, મૂંગાની જેમ ચૂપ થઈ જવું જોઈએ. વાસ્તવમાં તત્ત્વદર્શી મહાત્મા જ્ઞાની પુરુષે પોતાના પ્રયોજનની સિદ્ધિ માટે સેવા નથી કરાવવાની, પ્રણામ નથી કરાવવાના, બલકે તેમનું તો પ્રયોજન એ છે કે શ્રોતાનું હિત કેવી રીતે થાય. હિત ત્યારે જ થઈ શકે છે કે જ્યારે તે પાત્ર હશે અને પાત્ર તેને જ માનવામાં આવે છે કે જેનામાં શ્રદ્ધા હોય છે. આ તો સાધારણ શ્રદ્ધાના નિયમો છે. ઉચ્ચ કોટિની પરમ શ્રદ્ધાની વાત તો ગૂઢ છે, રહસ્યની વાત છે, તે પુસ્તકોમાં કેવી રીતે મળી શકે? જેમની પરમ શ્રદ્ધા હોય છે તેમની

પરિસ્થિતિ તો એવી હોય છે કે તેઓ ગુરુનું દર્શન કરીને મુગ્ધ થતા રહે છે, તેમની આજ્ઞાની પ્રતીક્ષા કરતા રહે છે અને તેમની આજ્ઞા મળતાં એટલી પ્રસન્નતા થાય છે કે શરીરમાં રોમાંચ થવા લાગે છે. તેમની આજ્ઞાનું પાલન કરવામાં પ્રસન્નતા થાય છે. ક્યારેક-ક્યારેક તો તેઓ એટલા મુગ્ધ થઈ જાય છે કે આજ્ઞાપાલન કરવામાં થતો વિલંબ અસહ્ય બની જાય છે. જે બાજુની હવા ચાલતી હોય તે બાજુ તે બેસતો નથી, તે બાજુ પોતાના ગુરુને બેસાડીને સ્વયં બીજી બાજુ બેસે છે. જેમ કે માની લો કે, હવા પૂર્વ બાજુથી આવી રહી છે તો તે ગુરુજીને પૂર્વમાં બેસાડે છે અને પોતે પશ્ચિમ બાજુ બેસે છે; કારણ કે ગુરુનો સ્પર્શ કરીને જે હવા તેને સ્પર્શ કરે છે તેનાથી જ તેને જ્ઞાન થઈ જાય. આપણો સ્પર્શ કરેલી હવા અપવિત્ર થઈ જાય છે, કારણ કે આપણે અપવિત્ર છીએ. આપણો સ્પર્શ કરેલી હવા જો ગુરુને સ્પર્શે તો એ એક પ્રકારનો અપરાધ છે. કોઈ પણ વસ્તુ કે જેને ગુરુ સ્પર્શ કરે તેને આપણે સ્પર્શ કરીએ તે તો બરાબર છે, પણ આપણે સ્પર્શ કરેલી વસ્તુને ગુરુજી સ્પર્શ કરે એ તો આપણી ઉચ્છિષ્ટ થઈ ગઈ. શિષ્ય જો નદીમાં સ્નાન કરતો હોય તો જે બાજુથી પ્રવાહ આવે છે તે બાજુએ ગુરુજીને રાખે છે અને જે બાજુ પ્રવાહ વહે છે એ બાજુ પોતે સ્નાન કરે છે. ભાવ એવો રહે છે કે જે જળ ગુરુનો સ્પર્શ કરીને મને સ્પર્શ કરશે એનાથી મારું કલ્યાણ થશે. જળ પવિત્ર તો છે પણ મને સ્પર્શ કરવાથી અપવિત્ર થશે, તેથી તે જળને આપણે ગુરુનો કેવી રીતે સ્પર્શ કરવા દઈએ. ચાલતી વખતે જે દિશામાં તેમની છાયા પડે તે બાજુ આપણે કેવી રીતે ચાલીએ, કારણ કે તેમની છાયા પર આપણા પગ પડશે. જો તમે કહો કે સ્વામી પર તો નથી પડતાને? તો તેમની છાયા પર તો પડે છે ને! આપણે તો છાયાને પણ બચાવવી જોઈએ. જે જગ્યાએ ગુરુના પગ મુકાય ત્યાં આપણે પગ કેવી રીતે મૂકી શકીએ, કારણ કે એ તો આપણું મસ્તક મૂકવાની જગ્યા છે. આપણે આગળ ચાલવું જોઈએ. આપણા પગલા પર ગુરુનાં પગલાં પડે તો કોઈ વાંધો નથી. જો આપણે ગુરુની પાછળ

ચાલીએ તો તેમનાં પગલાંને બચાવીને ચાલવું જોઈએ, એટલા માટે કે તે ચરણ-ધૂળ આપણા મસ્તક પર ધારણ કરવાની વસ્તુ છે.

ગુરુએ પહેરવાની પાદુકાઓને તે પહેરતો નથી, કારણ કે તે તેમને મસ્તક પર રાખવાની વસ્તુ સમજે છે, પગમાં રાખવાની નહીં. જો આપણા પગની પાદુકાઓ છે અને તેમને ગુરુએ પહેરી લીધી તો તે પાદુકાઓ આપણા પહેરવાની વસ્તુ રહેતી નથી. પ્રથમ તો આપણે તેમને પહેરવા જ દેવી નહીં જોઈએ, કારણ કે તે આપણા પગનાં જૂતાં છે, આપણે તેમને કેવી રીતે આપીએ. આપણે પહેરેલું જૂનું વસ્ત્ર અથવા જૂનાં જૂતાં ઉચ્છિષ્ટ છે અને આપણે તે ગુરુજીને આપીએ તો એ અપરાધ છે. આ બાબતમાં સાવધાની રાખવી જોઈએ. ગુરુના કામમાં લેવાયેલી વસ્તુને તે ઘણા હર્ષથી લે છે. તે સમજે છે કે તે બધી વસ્તુઓમાં ગુરુના પરમાણુ પ્રવેશ કરી ગયેલા છે. તેમને પ્રસાદ-રૂપે ધારણ કરવાથી જ મને જ્ઞાન થઈ જશે એવો તેનો ભાવ છે. આવી જ રીતે જેઓ બ્રહ્મચર્ય-આશ્રમમાં રહેતા તેઓ ભિક્ષા લાવીને ગુરુને સોંપી દેતા અને ગુરુ પોતાના હાથથી અડીને તેમને એમાંથી જેટલું આપે તેને તેઓ પ્રસાદ સમજીને પામતા હતા. ગુરુ ઘણી ઊંચી કક્ષાના હતા. તેઓ ભોજન કરીને પોતાનું ઉચ્છિષ્ટ આપતા નહોતા. કોઈને ઉચ્છિષ્ટ ખવડાવવું એને પાપ સમજતા હતા. શિષ્ય માટે તો ગુરુના ઉપયોગ પછી અવશિષ્ટ રહેલી વસ્તુ મુક્તિ આપનારો પ્રસાદ છે, છતાં પણ ગુરુ સમજતા હતા કે અમારા અવશિષ્ટમાં એ શક્તિ નથી કે જેનાથી તેની મુક્તિ થઈ જાય. અમારાં ચરણોની ધૂળમાં કે ચરણોદકમાં એવી શક્તિ નથી કે એનું ધારણ કે પાન કરવાથી તેની મુક્તિ થઈ જાય. તેથી તેઓ આ વાતોથી બચતા હતા. જો કોઈ શિષ્યને ગુરુની સમ્મતિથી [ચોરી કરીને નહીં] આ વસ્તુઓ મળી જતી તો તેનો ઉદ્ધાર થઈ જતો હતો, કલ્યાણ થઈ જતું હતું. ઉચ્ચ કોટિના મહાપુરુષો સદા-સર્વદા સાવધાન રહેતા હતા, તેવા કાનૂનોથી બચીને રહેતા હતા અને શિષ્યો તેમની સમ્મતિથી આ વાતોનો સ્વીકાર કરતા હતા.

તેઓ સમજતા હતા કે જો ગુરુના ગુણોને આપણે ચોરી લઈશું તો તેમાં આપણી સફળતા નથી. કર્ણે ચોરીથી પરશુરામજી પાસેથી વિદ્યાનું શિક્ષણ લીધું, પણ જ્યારે પરશુરામજીને ખબર પડી કે તેણે કપટથી મારી પાસેથી વિદ્યાનું શિક્ષણ મેળવ્યું છે તો તેમણે તેને શાપ આપી દીધો કે તેં મારી પાસેથી જે વિદ્યા શીખી છે તે નિષ્ફળ થશે, કારણ કે તેં ચોરીથી વિદ્યા શીખી છે. તેથી ચોરીથી જે વસ્તુ શીખવામાં આવે છે તે નિષ્ફળ જાય છે.

મહાત્મા પુરુષોમાં જેમની શ્રદ્ધા હોય છે તેમના માટે ભગવાને બતાવ્યું છે કે શ્રદ્ધાવાન પુરુષ જ્ઞાન પ્રાપ્ત કરી લે છે – **'શ્રદ્ધાવાંલ્લભતે જ્ઞાનમ્'** (ગીતા - ૪/૩૯) શ્રદ્ધાવાન કેવો હોવો જોઈએ? – જે સાધનમાં તત્પર હોય અને જેની ઈન્દ્રિયો વશમાં હોય. આવો મનુષ્ય જ્ઞાન પામીને પરમ શાંતિને સત્વરે પ્રાપ્ત કરી લે છે. જ્ઞાનની પ્રાપ્તિ થયા પછી તરત જ પરમ શાંતિ મળી જાય છે, કે જેને આપણે પરમાત્માની પ્રાપ્તિરૂપી શાંતિ કહીએ છીએ. મન અને ઈન્દ્રિયોનો જેટલો સંયમ હોય છે તેટલું જ તેનું સાધન તેજ સમજવામાં આવે છે. અભિપ્રાય એ છે કે જેટલી ઉચ્ચ કોટિની શ્રદ્ધા હશે તેટલું જ સાધન તેજ હશે અને જેટલું સાધન તેજ હશે તેટલી જ જલદીથી મન અને ઈન્દ્રિયો વશ થઈ જશે. શ્રદ્ધા પરિપૂર્ણ થતાં આ બધી વાતો તેનામાં પ્રકાશિત થશે અને તેને જ્ઞાન થઈ જશે. શ્રદ્ધાની ઊણપને કારણે જ જ્ઞાનની પ્રાપ્તિમાં વિલંબ થાય છે. ઘણીબધી વાતો એવી છે કે જે શ્રદ્ધા થવાથી સ્વાભાવિક જ આવી જાય છે. પુસ્તકોમાં વાંચીને જો એ વાત સમજમાં આવે છે તો તેનું તેટલું મહત્ત્વ નથી કે જેટલું મહત્ત્વ સ્વાભાવિકપણે સમજમાં આવવાથી હોય છે. જ્યારે પરમ શ્રદ્ધા થાય છે ત્યારે શ્રદ્ધાળુને વક્તાના હૃદયના ભાવનું જ્ઞાન આપમેળે જ થઈ જાય છે અને તે તેના મન અનુસાર વર્તે છે. જેમ કે, પતિવ્રતા સ્ત્રી પતિના મનના ભાવને સ્વયં જાણી લે છે અને જ્યાં સુધી તે મનના ભાવને નથી જાણતી ત્યાં સુધી સંકેત (પતિની સૂચના) અનુસાર વર્તે છે. આવી જ રીતે શ્રદ્ધાળુઓ

મહાત્માઓના સંકેત અનુસાર વર્તે છે. મોટા ભાગે લોકો મહાત્માઓના સંકેતને સમજતા નથી, તેઓ તો તેમનાં વચનો અનુસાર જ વર્તે છે. વચનની અવગણના કરવી એ શ્રદ્ધાળુ માટે તો મરણ બરાબર છે. જે પરમ શ્રદ્ધાળુ છે તેનાથી વચનની અવગણના થઈ જ શકતી નથી. જેમ મદારી કઠપૂતળીને નચાવે છે તેવી જ રીતે શ્રદ્ધાળુ માણસ મહાત્માના સંકેત અનુસાર નાચે છે. જેમ કે, મનુષ્યનો પડછાયો મનુષ્યને અનુસરીને જ ચાલે છે; મનુષ્ય જેવી ચેષ્ટા કરે છે, તેનો પડછાયો પણ તેવી જ ચેષ્ટા કરે છે. આવી જ રીતે તે મહાત્માનો પડછાયો બની જાય છે. ત્યાં ભૂલ થવાની ગુંજાશ બરાબર એવી રીતે જ રહેતી નથી કે જેવી રીતે પડછાયામાં ક્યારેય ભૂલ થતી નથી. જે રીતે મનુષ્ય પોતાનું માથું હલાવે છે તે જ રીતે પડછાયો માથું હલાવે છે. પડછાયો જડ છે અને મનુષ્ય ચેતન છે. પડછાયામાં કોઈ વિશેષતા રહેતી નથી અને ચેતનમાં વિશેષતા રહે છે. તેના શરીરમાં વારંવાર રોમાંચ થાય છે, અશ્રુપાત થાય છે, પ્રસન્નતા થાય છે. પ્રસન્નતા અને શાન્તિમાં ચેતન હરહંમેશ મંત્રમુગ્ધની જેમ મુગ્ધ રહે છે. તેને રોમાંચ થવામાં, અશ્રુપાત થવામાં, પ્રસન્નતા થવામાં અને મંત્રમુગ્ધ જેવા મુગ્ધ થવામાં વિલંબ થતો નથી. જ્યારે સાધારણ શ્રદ્ધાળુને વિશેષ વિલંબ થતો નથી, ત્યારે પરમ શ્રદ્ધાળુમાં ગુરુનો ભાવ સમાવિષ્ટ થઈ જ જાય છે. ગાય જ્યારે વાછરડાને ચાટવા લાગે છે ત્યારે વાછરડાને રોમાંચ થાય છે અને તે જ ક્ષણે ગાયના આંચળમાં દૂધ આવી જાય છે. વાછરડું તેને ચૂસીને એકદમ તૃપ્ત થઈ જાય છે. વાછરડાને ચૂસવામાં દસ-પંદર મિનિટ તો લાગે છે, કારણ કે દૂધ સ્થૂળ ચીજ છે અને માના આંચળમાંથી ધીરે-ધીરે નીકળીને વાછરડાના મોં દ્વારા તેના પેટમાં જાય છે; પરંતુ મહાત્માનો પ્રભાવ તો ક્ષણમાત્રમાં વર્તાઈ જાય છે, તેમાં આટલો સમય લાગતો નથી. જેમ કે, તડકામાં બેસવાથી સૂર્યનાં કિરણોનો પ્રભાવ તરત જ વર્તાવા લાગે છે. પરંતુ તેમાં પણ બે-ચાર મિનિટ તો લાગે છે, કારણ કે તે ગરમ હોય છે. પરંતુ મહાત્માનો પ્રભાવ તો સૂર્ય કરતાં પણ અધિક

છે. મહાત્માનો પ્રભાવ વીજળીની જેમ દોડે છે. જેમ કે, વીજળીને અડતાંની સાથે જ તેનો પ્રભાવ વર્તાય છે. તેમાં સૂર્યની જેમ વિલંબ થતો નથી. વાસ્તવમાં મહાત્માનો પ્રભાવ તો વીજળી કરતાં પણ અધિક છે. વીજળીના પ્રભાવથી તો દુઃખ અને અશાંતિ થાય છે અને તેનાથી જીવન સુધ્ધાં નષ્ટ થઈ શકે છે, પરંતુ અહીં મહાત્માના પ્રભાવનું વીજળીની જેમ જે દોડવું છે તેનાથી અજ્ઞાન નષ્ટ થઈ જાય છે તથા દુર્ગણ, દુરાચાર, દુર્વ્યસન, પાપોના સમૂહ, દુઃખોના સમૂહોનો ક્ષણમાત્રમાં નાશ થઈ જાય છે. જેવી રીતે વીજળીથી શરીર નષ્ટ થઈ જાય છે તેવી રીતે જ અહીં આ બધી વસ્તુઓનો નાશ થઈ જાય છે. જેમ વીજળીને અડકવાથી વીજળીના પ્રભાવની વૃદ્ધિ થાય છે તેવી જ રીતે ભગવાનને અડકવાથી, મહાત્માને સ્પર્શવાથી મહાત્માનો પ્રભાવ પડવાને લીધે તે મહાત્મા બની જાય છે, પરમાત્માના પ્રભાવથી તે પરમાત્મા બની જાય છે. જેમ તારમાં વીજળી આવવાથી તાર વીજળી જ બની જાય છે તેવી રીતે પરમ શ્રદ્ધા થવાથી તે પણ મહાપુરુષ બની જાય છે, તેનામાં મહાપુરુષત્વ ઊતરી આવે છે. જબાલાના પુત્રનું ઉદાહરણ શ્રદ્ધાનું છે, પરમ શ્રદ્ધાનું નહીં.

ધૌમ્યે પોતાના શિષ્ય આરુણિને કહ્યું કે ખેતરમાં વરસાદનું પાણી ઉપરની ક્યારીમાંથી નીચેની ક્યારીમાં આવી રહ્યું છે, તેને રોકી દે, જેથી ઉપરનું પાણી ઉપર જ રહે. આરુણિ ખેતરમાં ગયો અને તેણે પાણીના વહેણને રોકવાની ઘણી કોશિશ કરી. જે રસ્તે પાણી નીચે વહી જઈ રહ્યું હતું તે રસ્તા પર તે વારંવાર માટી નાખતો રહ્યો અને તે માટી ધોવાઈ જતી રહી. તે સ્થળે જ્યારે પાણી રોકાયું નહીં, તો જ્યાંથી પાણી આવતું હતું ત્યાં તે પોતે જ આડો સૂઈ ગયો. હવે પાણી નીચે જતું બંધ થઈ ગયું. જ્યારે રાત પડી ગઈ, ત્યારે ગુરુએ બીજા શિષ્યોને કહ્યું કે આજે આરુણિ આવ્યો નથી, તે ક્યાં ગયો? શિષ્યોએ કહ્યું કે તમે જ તો આજ્ઞા આપી હતી કે તું ખેતરમાં પાણી રોક. ગુરુએ કહ્યું કે પાણી રોકવામાં આટલો સમય કેમ લાગ્યો, તેને દિવસે મોકલ્યો હતો,

અત્યારે તો રાત પડી ગઈ છે, ચાલો તેની ભાળ કાઢીએ. ગુરુએ બીજા શિષ્યોને પણ બતાવવું હતું કે શ્રદ્ધાનું કેવું સ્વરૂપ છે. તેથી બીજા શિષ્યોને પણ સાથે લઈને ગયા. રાતનો સમય હતો, અંધારું છવાયેલું હતું. આરુણિ ખેતરની જે ક્યારીમાં પાણી રોકી ને સૂતો રહ્યો હતો તેની નજીક જઈને ગુરુએ સાદ પાડ્યો, 'વત્સ આરુણિ!' અવાજ સાંભળતાં જ આરુણિએ કહ્યું - 'શી આજ્ઞા છે મહારાજ?' ગુરુજીએ પૂછ્યું - 'તું શું કરી રહ્યો છે?' આરુણિએ કહ્યું કે 'ગુરુજી, તમે પાણી રોકવાની આજ્ઞા આપી હતીને, પાણીને રોકી રહ્યો છું. માટી નાખવાથી રોકાયું નહીં, તો હું સ્વયં જ આડો પડી ગયો. અત્યાર સુધી તે રોકી રાખ્યું છે. હવે શી આજ્ઞા છે? તે પાણીને રોકી રાખું અથવા બીજી કોઈ આજ્ઞા છે?' ગુરુએ કહ્યું કે 'અત્યારે મારી આજ્ઞા એ છે કે હવે તું પોતાને ઘેર જા, તું સ્નાતક થઈ ગયો. તું જે કામ માટે આવ્યો હતો, તારું તે કામ થઈ ગયું. વાંચ્યા વગર જ તને બધાં શાસ્ત્રોનું અને વેદોનું જ્ઞાન થઈ ગયું, તેથી તું હવે પોતાને ઘેર જા.' નહોતું કોઈ પાણી રોકવાનું કે કોઈ બીજું પ્રયોજન પણ; તેનું કામ સિદ્ધ કરવું હતું. પછી આરુણિ ગુરુનાં ચરણોમાં પ્રણામ કરીને પોતાને ઘેર ચાલ્યો ગયો. જે જ્ઞાનની પ્રાપ્તિ માટે આવ્યો હતો, તેને તે જ્ઞાન આપોઆપ જ થઈ ગયું. આ પણ પરમ શ્રદ્ધા નથી, કારણ કે આટલો વિલંબ થયો.

શાસ્ત્રોમાં શ્રદ્ધાની ઘણીબધી વાતો ઉદાહરણરૂપે મળે છે, પરંતુ પરમ શ્રદ્ધાની વાત શાસ્ત્રોમાં મળતી નથી. એક શ્રોતાએ પૂછ્યું – જોકે શાસ્ત્રોમાં પરમ શ્રદ્ધાની વાત મળતી નથી તો પછી તમે તેનું સ્વરૂપ કેવી રીતે સમજ્યા? આ વિષયમાં મારું કહેવું એ છે કે જે પુરુષોની ભગવાનમાં જેટલી પરમ શ્રદ્ધા હતી, તેથી વધારે મળે છે, ભગવાનની કૃપાથી તેની પાસેથી ભાવ કાઢવામાં આવ્યો; બીજું હું શું કહું? ઈશ્વરની કૃપાથી શું નથી થઈ શકતું? મને એવો વિશ્વાસ છે કે ઈશ્વરની કૃપાથી આવી વાતો સમજમાં આવી જાય છે, કે જે પુસ્તકોમાં હોતી નથી. પુસ્તકોમાં કેટલી વાતો લખાશે, કારણ કે બધી

વાતો પુસ્તકોમાં આવી શકતી નથી. વાતો અનંત છે અને ભગવાનનો પ્રભાવ પણ અપરિમિત છે.

ગીતાના સાત સો શ્લોકોનો જે ભાવ છે, રહસ્ય છે તે એટલો ભરેલો પડેલો છે કે તમે તેનો અભ્યાસ કરતા રહો તો તમને નવી-નવી વાતો મળતી રહેશે. આ તો સાત સો શ્લોક જ છે અને સંભવ છે કે ભગવાનનું આ વ્યાખ્યાન બે કલાકનું રહ્યું હશે, કારણ કે યુદ્ધના સમયે કહેવામાં આવ્યું હતું. ભગવાન નિત્ય છે અને તેમના અવતારનું જીવન તો બહુ લાંબું હતું તથા તેમના જીવનની વાતો તેમનું વ્યાખ્યાન જ હતું. જો બધી વાતો સમજીએ તો બધી કલ્યાણ કરનારી છે. એ વાતોને તો ભગવાનનો પરમ ભક્ત જ સમજી શકે છે. ગોપીઓ માટે તો ભગવાનની દરેક ક્રિયા મુક્તિ આપનારી હતી. ભગવાન શ્રીકૃષ્ણ જે પણ ક્રિયા કરે છે, ગોપીઓ તેમને જોઈને મુગ્ધ થઈ રહી છે, તેમને અશ્રુપાત થઈ રહ્યો છે, રોમાંચ થઈ રહ્યો છે. ભગવાન જે પણ ઉપાલંભ આપી રહ્યા છે અને તેઓ જે પણ ક્રિયા કરી રહ્યા છે એમાં કોઈમાં પણ એવી વાત નથી કે આ નીચી કક્ષાની છે અને અન્ય ઊંચી કક્ષાની છે. તેમના કોઈ પણ ઉપદેશ અથવા આદેશમાં એવી વાત નથી કે આ ખરાબ છે અથવા આ સુંદર છે, કારણ કે તે ભગવાનનો છે. તેમની ભગવદ્બુદ્ધિ છે અને ભગવદ્બુદ્ધિ થયા પછી તેમના શરીરની ક્રિયા-વાણી અને બીજી તમામ ક્રિયાઓ તેમને અદ્ભુત આનંદ આપનારી બની જાય છે.

# સગુણ-સાકાર ભગવાનનું દર્શન અને પ્રભાવ

ભગવાન ધર્મની રક્ષા માટે સગુણ-સાકાર રૂપ ધારણ કરે છે, એ સમયે જો મનુષ્યને ભગવાન સમજાઈ જતાં ભગવાનનું દર્શન થઈ જાય તો તેનો બેડો પાર થઈ જાય. આપણામાં જેટલા દુર્ગુણો અને દુરાચાર છે એ બધા ભગવાનના દર્શનના પ્રભાવથી નષ્ટ થઈ જાય છે અને સદ્‌ગુણો અને સદાચાર આપો-આપ જ આવી જાય છે. એના માટે બીજો કોઈ ઉપાય કરવો પડતો નથી. પરંતુ આ ત્યારે જ થાય છે કે જ્યારે ભગવાનને ભગવાન સમજવામાં આવે, નહીં તો નહીં. કારણ કે ભગવાન શ્રીકૃષ્ણે જ્યારે અવતાર લીધો હતો ત્યારે હજારો લોકોને તેમનાં દર્શન થતાં હતાં, પરંતુ બધા તેમને ભગવાન રૂપે સમજતા ન હતા, દુર્યોધન વગેરેને પણ દર્શન થતાં હતાં પરંતુ તેઓ તેમને ભગવાન સમજતા ન હતા, તેથી તેમની મુક્તિ થઈ નહીં. તેમનામાં શ્રદ્ધા-વિશ્વાસની ઊણપ હતી. મહાભારતના સભાપર્વમાં વર્ણન આવે છે કે ભગવાને દુર્યોધનની સભામાં પોતાનું વિશ્વરૂપ બતાવ્યું, પરંતુ ભગવાનના વિદાય થયા પછી દુર્યોધને તેમની નિંદા કરી અને કહ્યું કે આ તો તમાશો દેખાડે છે - જાદુગર છે, ઈન્દ્રજાળનો જાદૂ-ખેલ છે, આવું તો અમે પણ જાણીએ છીએ. ભગવાન તો પોતાનું વિશ્વરૂપ બતાવે, પણ તે તેને ઈન્દ્રજાળનો તમાશો કહીને એની મજાક ઉઠાવે તો ભલા, તેની મુક્તિ કેવી રીતે થાય? એટલે જ ભગવાન કહે છે કે હે અર્જુન! તારો અને મારો સંવાદ ગુપ્ત વાત છે, મોટા રહસ્યની વાત છે; તું મારો અતિશય પ્રિય છે તેથી મેં તારા હિત માટે આ વાત કહી છે –

**સર્વગુહ્યતમં ભૂયઃ શૃણુ મે પરમં વચઃ ।**
**ઈષ્ટોઽસિ મે દૃઢમિતિ તતો વક્ષ્યામિ તે હિતમ્ ॥**

(ગીતા - ૧૮/૬૪)

ભગવાને પ્રતિજ્ઞા કરીને એ વાત કહી કે 'આ મારું પરમ વચન છે.' સ્વયં ભગવાન પોતાના વચનની પ્રશંસા કરી રહ્યા છે તથા તેને

સર્વગુહ્યતમ બતાવી રહ્યા છે. એટલા માટે કે એક તો વાત ગોપનીય હોય છે, તેના કરતાં ઊંચી ગુહ્યતર તથા તેનાથી પણ અધિક ઊંચી ગુહ્યતમ વાત હોય છે અને તેનાથી પણ જે શ્રેષ્ઠ વાત હોય છે, તે હોય છે સર્વગુહ્યતમ. આ મારી વાત તું વિશેષપણે સાંભળ. નવમા અધ્યાયના અંતમાં જે વાત કહી છે તે જ વાત ભગવાન અર્જુનને ફરીથી કહી રહ્યા છે કે 'તું મારો અતિશય પ્રિય છે.' આ કહ્યા પછી ભગવાન કહે છે –

**મન્મના ભવ મદ્ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે ॥**
**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।**
**અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥***

(ગીતા - ૧૮/૬૫-૬૬)

આ શ્લોકોમાં ચાર વાતો કહેવામાં આવી છે – (૧) મારામાં મન પરોવનાર થા; (૨) મારો ભક્ત બની જા, એટલે કે મારામાં જ પ્રેમ કર; (૩) મારી જ પૂજા કર; અને (૪) મને જ નમસ્કાર કર. પછી (૧) શાસ્ત્રવિહિત સમસ્ત કર્મોનું મારામાં સમર્પણ કરી દે; (૨) મારા શરણમાં આવી જા; (૩) સમસ્ત પાપોમાંથી હું તને મુક્ત કરી દઈશ; અને (૪) તું શોક ના કર.

હું પ્રતિજ્ઞા કરીને તને કહું છું કે તું મારો પ્રિય છે. આ પ્રમાણે કરવાથી તું હંમેશ માટે મને જ પ્રાપ્ત કરી લઈશ, પછી તું મારાથી ક્યારેય અલગ થઈશ જ નહીં. આ પ્રમાણે પ્રશંસા કરીને ભગવાન

---

* 'હે અર્જુન! તું મારામાં મન પરોવનાર થા, મારો ભક્ત બની જા, મારું પૂજન કરનારો થા અને મને પ્રણામ કર; આમ કરવાથી તું મને જ પામીશ. આ હું તારી સામે સત્ય પ્રતિજ્ઞા કરું છું, કેમ કે તું મને અત્યંત પ્રિય છે. સઘળાય ધર્મોને એટલે કે સઘળાંય કર્તવ્ય-કર્મોને મારામાં ત્યજીને તું કેવળ એકમાત્ર મુજ સર્વશક્તિમાન, સર્વાધાર પરમેશ્વરના જ શરણે આવી જા; હું તને સમસ્ત પાપોમાંથી મુક્ત કરી દઈશ, તું શોક ના કર.'

આગળના શ્લોકમાં કહે છે કે –

**ઈદં તે નાતપસ્કાય નાભક્તાય કદાચન ।**
**ન ચાશુશ્રૂષવે વાચ્યં ન ચ માં યોઽભ્યસૂયતિ ॥**

(ગીતા - ૧૮/૬૭)

આ જે વાતો મેં તને કહી તે વાતો જેઓ તપહીન છે તેમને કહેવી નહીં, કારણ કે તેઓ પાત્ર નથી, અર્થાત્ અપાત્રને કહેવી નહીં; અને જે મારો ભક્ત નથી, મારામાં જેની પ્રીતિ નથી તેને તો ભૂલથી પણ કહેવી નહીં, કારણ કે આ સર્વગુહ્યતમ વાતો છે. જેઓ સાંભળવા નથી માગતા તેમને પોતાના તરફથી કહેવી જોઈએ નહીં તથા જેઓ મારા ગુણોમાં દોષની કલ્પના કરે છે તેમને પણ ક્યારેય કહેવી નહીં.

લોકો ભગવાનના દર્શનના પ્રભાવ વિષે જાણવા ઇચ્છે છે તો ભગવાનના દર્શનના પ્રભાવને બતાવવાનું મારું સામર્થ્ય નથી, પરંતુ જે થોડું- ઘણું પણ કહેવામાં આવે છે અને આપણે સ્તુતિ કરીએ છીએ તે સ્તુતિ પણ એક અંશમાત્ર પણ નથી હોતી. વાસ્તવમાં તો આવી સ્તુતિ એક પ્રકારે તેમની નિંદા જ છે. જેમ કે, કોઈની પાસે પારસ હોય અથવા કોઈ અબજપતિ હોય અને તેને લખપતિ કહેવામાં આવે, લખપતિઓમાં તેનું નામ લખાવવામાં આવે કે તે લખપતિ છે તો તે હસે છે કે આ મૂરખ છે અને કશું સમજતો નથી. અરે, લખપતિ શું, સેંકડો લખપતિઓ તો અમારે ત્યાં રોજ નવા બને છે અર્થાત્ લાખો રૂપિયા તો રોજ અમારા ઘેર આવે છે. આ શું કહે છે? મારી પાસે તો પારસ છે અને તે પારસ વડે, ખબર નહીં, કેટલાઓને અમે લખપતિ બનાવીએ છીએ. ભગવાનના પ્રભાવથી, તેમના દર્શનના પ્રભાવથી મનુષ્યોના અવગુણ, દુર્ગુણ, દુરાચાર, દુર્વ્યસન, પાપ, દુઃખ - બધાનો વિનાશ થઈ જાય છે. આ તો ભગવાનના દર્શનના આભાસનું જ ફળ છે, સાક્ષાત્ ભગવાનના દર્શનનું આ ફળ નથી. ભગવાનના સાક્ષાત્ દર્શનનું ફળ તો પરમ શાંતિ, પરમ આનંદની પ્રાપ્તિ, પરમ પ્રેમની પ્રાપ્તિ અને હંમેશ માટે પરમાત્માની પ્રાપ્તિ છે. તેનું અસલી ફળ તો

આ જ છે. તેમના માટે એવું કહેવાની આવશ્યકતા જ નથી કે 'હે પ્રભુ! અમારામાં જે દુર્ગુણ, દુરાચાર, દુર્વ્યસન, પાપ, ક્લેશ છે તેમનો નાશ કરી દો.' આ પ્રમાણે ભાટની જેમ આપણને ભગવાનને પ્રાર્થના કરવાની જરૂર પડતી નથી. એક જ પ્રાર્થનાની અંતર્ગત આ બધી વાત આવી જાય છે કે 'હે પ્રભુ! અમને તમે દર્શન આપો.' ભગવાનનાં દર્શન થયા પછી આ દુર્ગુણ આદિ રહી જ શકતાં નથી. જેમ કે, સૂર્ય ભગવાનને આપણે એમ કહીએ કે 'હે સૂર્યભગવાન! તમે અમને દર્શન આપો તથા અમારે ત્યાં જે અંધકાર છે તેને દૂર કરી દો' – આમ કહેવાની આવશ્યકતા જ નથી. કારણ કે જ્યારે સૂર્યનું દર્શન થશે ત્યારે શું ત્યાં અંધારું રહેશે? તે તો તેની મેળે જ ખતમ થઈ જશે, બલકે સૂર્યનો ઉદય થયા પહેલાં જે આભાસ થાય છે તેનાથી જ તે ખતમ થઈ જાય છે. સૂર્યોદયની પાંચ-દસ મિનિટ પહેલાં દૃષ્ટિ ફેલાવીને જોવાથી તમને ક્યાંય પણ અંધકાર જોવા મળશે નહીં, કારણ કે સૂર્યના ઉદય થયા પહેલાંના આભાસથી જ અંધારું ભાગી જાય છે, કારણ કે ત્યાં અંધકારનું કંઈ ચાલતું નથી. વળી, સૂર્યની સામે તો અંધકાર આવી જ શકતો નથી. આવી જ રીતે ભગવાનની સમ્મુખ દુર્ગુણ-દુરાચાર તો આવી જ શકતા નથી. એ માટે આપણને પ્રાર્થના કરવાની જરૂર નથી. ભગવાનને મળવા માટે જ પ્રાર્થના કરવાની છે. મળવા માટે એક જ પ્રાર્થના કરવાની છે કે 'અમારો તમારામાં વિશુદ્ધ પ્રેમ થાઓ, અનન્ય પ્રેમ થાઓ.' જો આપણને વિશુદ્ધ અને અનન્ય પ્રેમ મળી જાય તો ભગવાનને એમ કહેવાની પણ આવશ્યકતા નથી કે તમે અમને દર્શન આપો, કારણ કે જ્યારે ભગવાનમાં અનન્ય અને વિશુદ્ધ પ્રેમ થઈ જાય છે, પછી તો ભગવાન ત્યાં આવ્યા વગર રહી જ શકતા નથી. ભગવાનને આપણે ભારપૂર્વક એમ કહીએ કે તમે અમને અનન્ય અને વિશુદ્ધ પ્રેમ આપો અને તમે અમારી પાસે આવશો નહીં; તો ભગવાન આ વાત સહન કરી જ શકતા નથી, ભગવાને બાધ્ય થઈને આવવું જ પડે છે. ભગવાન તો ત્યાં સુધી કહે છે કે આ તો તું મને સજા કરી રહ્યો છે, કે તું મને

આવવા માટે ના પાડી રહ્યો છે. આ વાત પર એક નાની-સરખી વાર્તા યાદ આવી ગઈ –

એક મહાપુરુષ હતા. તેમને પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ હતી. તેઓ જ્યાં રહેતા હતા તે દેશના રાજાને પણ પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ. રાજાને એટલો આનંદ થયો કે તે આનંદ સમાયો નહીં. રાજાએ વિચાર્યું કે શું મારા રાજ્યમાં બીજો પણ કોઈ એવો માણસ છે, જેને પરમાત્માની પ્રાપ્તિ થઈ ચૂકી હોય? આ વાતની પરીક્ષા કરવા માટે તેમણે દરેક વ્યક્તિને ઘેર દૂત મોકલીને એની જાણકારી મેળવવા યુક્તિ વિચારી. રાજાએ પોતાના દૂતો મોકલ્યા અને કહ્યું કે તમે એ પૂછી આવો કે જો કોઈને કોઈ અમૂલ્ય વસ્તુ મળી જાય તો તેણે શું કરવું જોઈએ? જવાબમાં કેટલાક જણાએ તો બીકના માર્યા એમ કહી દીધું કે અમને ખબર નથી; તો કેટલાકે કહ્યું કે તેને તિજોરીમાં રાખવી જોઈએ, કેટલાકે કહ્યું કે ખુલ્લી તલવારોનો પહેરો બેસાડી દેવો જોઈએ અને કોઈએ કહ્યું કે કોઈનો વિશ્વાસ કરવો જોઈએ નહીં. આ પ્રમાણે પોત-પોતાની બુદ્ધિથી બધાએ જવાબ આપ્યા. એક ચણા વેચનારો હતો, જેને પરમાત્માની પ્રાપ્તિ થઈ ચૂકી હતી. તેણે એવો જવાબ આપ્યો કે જો તમને અમૂલ્ય વસ્તુ મળી છે તો પછી તમે હોબાળો શા માટે કરો છો, ઢોલ વગાડવાથી શો લાભ? રાજાએ બધાના જવાબ વાંચ્યા અને બધાને પસ્તીની ટોપલીમાં નાખી દીધા, પરંતુ તે ચણા વેચનારાનો જવાબ વાંચીને રાજાને એવો અનુભવ થયો કે આ મહાપુરુષ છે. રાજાની સવારી હાથી હતો. તેથી રાજા તેના પર બેસીને તેની દુકાનનું ઠેકાણું પૂછીને તેની પાસે આવ્યો. પ્રજાના નાતે તે હાથ જોડીને રાજા સામે આવીને ઊભો રહી ગયો અને કહ્યું કે 'મહારાજ તમે કૃપા કરી. બતાવો, હું તમારા યોગ્ય શો સત્કાર કરું? હું તો અહીં ચણા વેચુ છું. આદેશ આપો તો ચણાની ખાલી બોરી પડી છે તે તમારા માટે પાથરી દઉં, મારી પાસે તમારું સ્વાગત માટે આ જ છે. કોઈ કામળો પણ નથી, તો પછી શાલ તો હોય જ ક્યાંથી?' આટલું કહીને તેણે બોરી બિછાવી (પાથરી) દીધી.

રાજા તેના પર બેસીને બોલ્યો કે 'તારી બોરી પર બેસીને મને જે ગૌરવ અને પ્રસન્નતા છે તે ગાલીચા અને ગાદીઓ પર બેસવામાં નથી. તેના પર તો હંમેશાં બેસું છું. મેં જે પ્રશ્ન બધાને પૂછ્યો હતો તેનો જવાબ શું તેં જ આપ્યો હતો કે અમૂલ્ય વસ્તુ મળી ગઈ તો હોબાળો શા માટે મચાવો છો?' તેણે કહ્યું – 'હા માલિક, મેં જ જવાબ આપ્યો હતો. જો એમાં કોઈ અપરાધ થયો હોય તો માફ કરો.' રાજાએ કહ્યું કે 'અપરાધની તો કોઈ વાત નથી, બલકે તારા જવાબથી તો મને જે સંતોષ થયો તેવો અન્ય કોઈના જવાબથી નથી થયો. તેં બહુ જ યોગ્ય વાત કહી છે. મને સાવધાન કરી દીધો – સચેત કરી દીધો. હું તારા પર ઘણો ખુશ થયો છું. મને ઘણો સંતોષ થયો છે. હવે હું તને સંતુષ્ટ કરવા ઇચ્છું છું. હું તારી શી સેવા કરું? તું જે કહે તે કરવા હું તૈયાર છું.' તે ચણા વેચનારાએ કહ્યું કે 'મહારાજ, જો તમે મને વચન આપો તો હું પોતાના હૃદયની વાત તમને કહું.' રાજાએ વિચાર્યું કે મારે કોઈ દીકરો નથી, આ વધુમાં વધુ મારું રાજ્ય પણ માગી લેશે તો આવા મહાપુરુષના હાથમાં રાજ્ય પણ ચાલ્યું જાય તો પ્રજાનું કલ્યાણ થશે અને પોતાની પાસે જે વસ્તુ નથી તેને તો કોઈ માગી પણ શકતું નથી. જેમ કે, મને કોઈ કહી દે કે ભારતવર્ષનું રાજ્ય તમે મને અપાવી દો. કોઈ કહેશે નહીં, કારણ કે બધા સમજે છે કે ભારતવર્ષનું રાજ્ય અપાવવું એ આના વશની વાત નથી. જે વસ્તુ અમારા હાથમાં નથી, એના માટે કેવી રીતે કહેશે? આમ વિચારીને રાજાએ કહ્યું કે 'જે વસ્તુ મારા અધિકારમાં છે એમાંથી જે તું માગીશ તે હું તને આપી દઈશ, આ હું વચન આપું છું.' આથી તેણે કહ્યું કે 'મારી એ જ માંગ છે કે આજે તો તમે મારે ત્યાં પધાર્યા, આ તમારી ઘણી મોટી કૃપા છે, પરંતુ ભવિષ્યમાં ન તો તમારે મારે ત્યાં આવવું અને ન તો ક્યારેય મને પણ બોલાવવો.' રાજાએ કહ્યું – 'અરે, આ શું માંગ્યુ?' તેથી તેણે કહ્યું કે 'તો શું હું તમારી પાસે રાજ્ય માગુ? તમે જ વિચારો કે હું તમારી પાસે શું માગું.' રાજાની આંખો ખૂલી ગઈ કે આવા મહાપુરુષ માટે,

કે જેને પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ છે, રાજ્ય તો કલંક છે, રાજ્ય લઈને શું કરશે? રાજાએ પછી કહ્યું કે 'મહારાજ, તમે કહ્યું કે મને બોલાવવો નહીં, તો તમને બોલાવવાનું તો મારામાં સામર્થ્ય જ નથી કે તમને બોલાવું, પરંતુ મને આવવા માટે ના શા માટે પાડી?' તેણે જવાબ આપ્યો કે જો 'તમે અહીં આવશો તો ઘણા લોકો આવીને મને હેરાન કરશે કે તમે રાજા આગળ અમારી ભલામણ કરી દો. હું ચણા વેચીને પોતાનું ગુજરાન ચલાવું છું, એમાંથી જ સમય કાઢવો પડશે અને એવી મારી ઈચ્છા નથી કે હું પોતાના શરીરના નિર્વાહ માટે કોઈની પાસે યાચના કરું. ભલે શરીર ન રહે, પરંતુ પોતાના શરીરના પોષણ માટે મારે યાચના કરવી પડે, એ મારા માટે કલંક છે તથા હું તમારા રાજ્યના પૈસાનું શું કરીશ? તે મારા કામની વસ્તુ નથી. તેથી મેં એમ કહ્યું કે તમે અહીં મળવા ન આવો અને ન તો મને પણ બોલાવો.' રાજા બોલ્યો – 'વાત એ છે કે તમારા જેવા પુરુષ મને મળી ગયા, પરંતુ હું એવું નહોતો સમજતો કે તમે વરદાનમાં આવી વાત માગશો. જવા દો. મારી બુદ્ધિમાં આ વાત જ નહોતી. સારું, પણ તમે મારી સાથે સત્સંગ કરવામાં અડચણ કેમ કરી?' તેણે કહ્યું કે 'જો તમને અમૂલ્ય વસ્તુ મળી ગઈ છે તો પછી તમારે મારી જરૂર જ શી છે? અને જો મને તમારી જરૂર હશે તો મારા માટે તો મેં મારા આવવાનું ખુલ્લું જ રાખ્યું છે. હું તમારી પાસે આવી જઈશ, એના માટે તો કોઈ મનાઈ છે જ નહીં. હું પોતાની ખુશીથી તમારી પાસે આવીશ, એના પર તો મનાઈ નથી. મેં તો તમને આવવાની મનાઈ કરી છે; અને જો મને ગરજ પડશે તો હું તમારી પાસે આવી જઈશ. પરંતુ તમને કોઈ ગરજ હોવી જોઈએ નહીં, કારણ કે તમને અમૂલ્ય વસ્તુ મળી ગઈ છે એટલે કે તમને તો પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ છે. તેથી તમને મને મળવામાં શો ફાયદો? એટલા માટે મેં તમને આવવા મનાઈ કરી અને મારા આવવાની છૂટ રાખી, મેં એમ કહ્યું છે કે તમારે મને નહીં બોલાવવો, એવું નથી કહ્યું કે હું તમારી પાસે નહીં આવું.' આ સાંભળી રાજાએ

કહ્યું કે 'હું તમને બોલાવીશ નહીં તથા હું તમારી પાસે આવીશ પણ નહીં; તેના પર તો બંધન છે, તેથી મારી તમને એ પ્રાર્થના છે તમે મને બોલાવી પણ શકો છે અને મારે ત્યાં આવી પણ શકો છો. તમે તો આ બધું કરી શકો છો ને? પરંતુ તમને કોઈ ઇચ્છા નથી, કોઈ ગરજ નથી, કોઈ જરૂર નથી.' ચણાવાળાએ કહ્યું કે 'તમારું કહેવું ઠીક છે, પરંતુ મને ગરજ નથી એવું હું ક્યાં કહું છું, હું તો કહું છું કે મને આવશ્યકતા હશે તો હું આવીશ. હું એમ પણ નથી કહેતો કે તમને પરમાત્માની પ્રાપ્તિ થઈ ગઈ છે તેથી ગરજ નથી અને મને એ પહેલાં જ પ્રાપ્તિ થયેલી છે તેથી ગરજ નથી. મારે ગરજ હશે તો હું આવી જઈશ; કારણ કે મારા માટે તો માર્ગ ખુલ્લો છે.' રાજાએ કહ્યું કે 'જોકે તમને કોઈ ગરજ નથી, છતાં પણ મારી પ્રાર્થના છે કે મને જ અવારનવાર બોલાવતા રહેજો, કારણ કે તમે તો મને બોલાવી શકો છો.' તેણે કહ્યું – 'હા, આવશ્યકતા હશે તો બોલાવીશ.' આ છે નિષ્કામભાવ.

હવે તમે વિચાર કરી જુઓ કે આમાં કેટલા ત્યાગનું રહસ્ય ભરેલું છે. રાજ્યની અથવા ધનની કોઈ પરવા નથી અને એવો અહંકાર પણ નથી કે મારે કોઈ પ્રકારની આવશ્યકતા નથી.

તાત્પર્ય એ કે ભગવાનના દર્શનના પ્રભાવથી દુર્ગુણ, દુરાચાર દુર્વ્યસન, પાપ, ક્લેશ, દુઃખ વગેરેનો અત્યંત અભાવ થઈ જાય છે. ભગવાનના દર્શનના પ્રભાવથી તો આમ થવું એ સામાન્ય વાત છે, કારણ કે આ બધું તો ભગવાનના દર્શનના આભાસથી થઈ જાય છે. સૂર્યનું ઉદાહરણ આપીને મેં તમને બતાવ્યું કે સૂર્ય ભગવાનનાં દર્શન માટે આપણે પ્રાર્થના કરીએ અને સૂર્ય ભગવાન આપણે ત્યાં આવી જાય તો શું ત્યાં અંધકાર રહેશે? માટે, સૂર્યને એવી પ્રાર્થના કરવી નિરર્થક છે કે તમે અમારા અંધકારનો નાશ કરી દો. આપણે દર્શન માટે પ્રાર્થના કરીએ છીએ તો તેની અંતર્ગત જ તે બધી વાતો આવી જાય છે. અહીં પ્રશ્ન થાય છે કે જ્યારે દર્શનના આભાસમાત્રથી દુર્ગુણ, દુરાચાર, પાપ, ક્લેશ વગેરેનો

અત્યંત અભાવ થઈ જાય છે, તો પછી ભગવાનનાં દર્શનથી શો લાભ થાય છે? ભગવાનના દર્શનથી હંમેશ માટે પરમ શાંતિ અને પરમ આનંદની પ્રાપ્તિ થઈ જાય છે; પરમાત્માનું યથાર્થ જ્ઞાન થઈ જાય છે; આમ થવું સ્વાભાવિક છે. આ કોઈ મહત્ત્વની વસ્તુ નથી. જેમ કે સૂર્ય ભગવાન આપણે ત્યાં આવી જાય તો તેમના આવવાથી અહીં પ્રકાશ થઈ જાય એ સ્વાભાવિક છે, સૂર્યના તાપથી સ્વાભાવિક જ ઠંડીનું નિવારણ થઈ જાય છે, તેવી જ રીતે અજ્ઞાનનું નિવારણ થઈ જવું, પરમ શાંતિ અને પરમ આનંદ પ્રાપ્ત થઈ જવો એ તો સાધારણ જેવી વાત છે. ભગવાનનાં દર્શન થતાં જે નિત્ય-મિલન થાય છે તે વિશેષ મહત્ત્વની વાત છે. ભગવાન તેના થઈ જાય છે - તે ભગવાનને ખરીદી લે છે અને ભગવાન તેને આધીન થઈ જાય છે. આ અલૌકિક વાત છે. ભગવાનને ભગવાન માનવાથી, સમજવાથી, વિશ્વાસ થઈ જવાથી આ બધી વાતો થઈ જાય છે. ભગવાનના પ્રભાવને જાણવાથી ભગવાનમાં જે અનન્ય પ્રેમ થઈ જાય છે તે એક અદ્‌ભુત વાત છે. ભગવાનમાં અનન્ય અને વિશુદ્ધ પ્રેમ થવાથી ભગવાન મળે છે. જો કોઈ ઊણપ રહી પણ જાય છે તો તે ભગવાનનાં દર્શન થવાથી પૂરી થઈ જાય છે, તે સંબંધ પછી તો ક્યારેય તૂટતો જ નથી. જ્યારે ભગવાનના સંગથી અથવા એક ક્ષણનાં દર્શનથી અદ્‌ભુત લાભ થઈ જાય છે, તો પછી એમનો સંગ (કાયમ) રહે તો તેના લાભની તો વાત જ શી કરવી? દર્શન થઈ ગયા પછી આપણે સંગ છોડી શકતા નથી. આપણી એ તાકાત નથી કે આપણે ભગવાનનો સંગ છોડી શકીએ. જો ભગવાન અંતર્ધાન થઈ જાય છે તો એમાં આપણો કાબૂ નથી, છતાં પણ તેઓ આપણા મનને તો ચોરીને લઈ જ જાય છે. ભગવાન ભાગી જાય છે, પણ સાથે-સાથે આપણા હૃદયને પણ લઈ જાય છે. પછી તો શરીરમાં આપણું મન જ નથી રહેતું, મનથી ભગવાનનું ચિંતન થતું રહે છે. તેમને આપણે ક્યારેય ભૂલી શકતા નથી. ભગવાનનાં દર્શનનો અને ભગવાનના સંગનો મહિમા આપણે શું બતાવી શકીએ? ભગવાને મોકલેલા કોઈ મહાપુરુષ અહીં આવી જાય અને આપણે તેમને ઓળખી લઈએ, તો

તેમના દર્શનનું પણ મહત્ત્વ અલૌકિક છે, પછી ભગવાનની તો વાત જ શી કરવી? આપણા દુર્ગુણ, દુરાચાર, દુર્વ્યસન વગેરે દોષો તો તેમના દર્શનથી જ દૂર થઈ જાય છે. એટલું જ નહીં, આપણામાં સદ્ગુણો અને સદાચારનું પૂર આવી જાય છે. કોઈ સાધન વગર જ આપણા હૃદયમાં પરમ શાંતિ અને પરમ આનંદની લહેરો ઊઠવા લાગે છે.

આ બધું તે મહાપુરુષોના સંગથી એટલે કે દર્શનથી થાય છે. કેવા મહાપુરુષોના? ભગવાને મોકલેલા વેદવ્યાસજી જેવા મહાપુરુષોના. પ્રશ્ન એ ઊઠે છે કે જે સમયે વેદવ્યાસજી અહીં હતા તે સમયે તો આવી વાત જોવામાં નહોતી આવતી, કારણ કે તેમનાં દર્શન તો હજારો માણસો કરતા હતા. તેમનાં જ દર્શન કેમ, તે સમયે તો ભગવાન શ્રીકૃષ્ણજી પણ હતા, તેમનાં પણ દર્શન હજારો માણસો કરતા હતા. એ તો સમજ્યા વગરનું સાધારણ દર્શન છે, તેનું આવું મહત્ત્વ નથી. જેમણે વેદવ્યાસજીને મહાપુરુષ સમજીને તેમનાં દર્શન કર્યાં છે તેમના પ્રત્યે ધ્યાન આપીને જોવું જોઈએ. સ્વાભાવિક જ વેદવ્યાસજીનાં દર્શન હજારો-લાખો માણસોને થતાં હતાં. તેવી જ રીતે ભગવાન શ્રીરામ અને ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન પણ હજારો-લાખો માણસોને થતાં હતાં. જોકે તેમનાં દર્શન થવાં એ પણ લાભની વાત છે, પરંતુ અમે જે મહિમા બતાવ્યો તે તો તેમના જ્ઞાનને લીધે જ છે, જ્ઞાન વગર નહીં. જ્ઞાન થવાથી તેમનામાં સ્વાભાવિક જ શ્રદ્ધા થઈ જાય છે, પ્રેમ થઈ જાય છે, પછી તો એની વાત જ શી કરવી?

એક નાનકડી વાર્તા છે – કેટલાક માણસો એક ગામથી બીજે ગામ જઈ રહ્યા હતા. સંધ્યાકાળનો સમય હતો. વરસાદની સાથે એટલા જોરથી આંધી આવી કે માણસોને પોતાના હાથ પણ દેખાતા ન હતા. આવી પરિસ્થિતિમાં તેઓ બધા વ્યાકુળ થઈ ગયા. પરંતુ ભગવાનની દયાથી તે જંગલમાં યાત્રીઓના વિસામા માટે એક ધર્મશાળા હતી. તે ધર્મશાળામાં કેટલાક ઓરડા હતા, જેમાં તેઓ રોકાઈ ગયા. તે સમયે દિવાસળી વગેરે સાધન ન હતાં. ઠંડી હવા વહી રહી હતી, તેથી બધા ઇચ્છતા હતા કે જો આગ (અગ્નિ) હોત તો તેનાથી તાપી પણ લેત, રસોઈ બનાવીને ભોજન

પણ કરી લેત અને દીવો પેટાવીને અજવાળું પણ કરી લેત. તેમની પાસે બધો સામાન હતો. વાસણ, ઘી, લોટ વગેરે ભોજન માટેની બધી વસ્તુઓ હતી, પરંતુ ફક્ત આગ જ ન હતી. આજુ-બાજુ શોધવા છતાં પણ આગ મળી નહીં. ત્યાં જેટલા ઓરડા હતા તેમાંનો એક ઓરડો ગરમ હતો, બાકીના બધા ઠંડા હતા. તે ગરમ ઓરડામાં રહેનારાઓએ વિચાર્યું કે એવું તો શું કારણ છે કે આ ઓરડો ગરમ છે, ને બાકીના બધા ઠંડા? તેમણે શોધ કરી. શોધ કરવાથી ઓરડામાં એક ખૂણામાં રાખથી ઢંકાયેલી આગ મળી આવી. ઉપર રાખ વળેલી હતી, માટે તે દેખાતી ન હતી. રાખ હટાવી તો ત્યાં આગ મળી ગઈ. બળતણ અને લાકડાં તો ત્યાં પડ્યાં જ હતાં. આગ મળવાથી તેમને સળગાવ્યાં. આગ સળગવાથી આજુ-બાજુના ઓરડાવાળા પણ દોડી આવ્યા અને કહ્યું કે અમને પણ થોડી આગ આપો. પેલાઓએ પૂછ્યું કે 'શું કરશો આગનું?' જવાબ મળ્યો કે 'રસોઈ બનાવીશું તથા દીવો પેટાવીશું.' આગ લઈ જઈને તેમણે રસોઈ બનાવી, દીવો પેટાવ્યો અને આરામ કર્યો. પછી બીજા બે માણસો ત્યાં આવ્યા અને બોલ્યા કે 'અમને પણ થોડી આગ આપો.' તેમાંના એકને પૂછવામાં આવ્યું કે 'તમે છો કોણ અને આગનું શું કરશો?' તેણે કહ્યું કે 'હું બ્રાહ્મણ છું અને પરમાત્માની પ્રાપ્તિ માટે અગ્નિહોત્ર કરીશ. એ પછી રસોઈ બનાવીને ભોજન પણ કરીશ.' બીજા માણસને પણ આવી જ રીતે પૂછવામાં આવ્યું, તો તેણે કહ્યું કે 'હું પણ અગ્નિહોત્ર કરીશ.' 'શા માટે કરશો' - એમ પૂછવાથી તેણે કહ્યું કે 'અમે ધન મેળવવા અગ્નિહોત્ર કરીશું.' પહેલાને પૂછવાથી તેણે કહ્યું કે 'હું પરમાત્માની પ્રાપ્તિ માટે નિષ્કામભાવથી અગ્નિહોત્ર કરું છું.' બધાને તેમણે આગ આપી. આવી રીતે બધાએ પોતાની ઇચ્છાપૂર્તિ કરી. આ દૃષ્ટાંત છે, તેનું અર્થાંતરન્યાસથી નીચે પ્રમાણે અર્થઘટન કરવું જોઈએ :

અહીં યાત્રીઓનો તથા આપણો જે સંગ છે તે એવા પ્રકારનો છે. ત્યાં જે અંધકાર છે, તે અહીં માયા છે, કે જેમાં આપણે બધા પડ્યા છીએ. જેવી રીતે જંગલમાં ઘોર અંધારું હોય છે, તેવી રીતે આપણે માયારૂપી ઘોર

અંધારામાં પડ્યા છીએ. આપણી પાસે સામગ્રી છે, પણ અગ્નિ નથી. અગ્નિથી બધાં કામ થઈ શકે છે. અગ્નિનું જ્ઞાન ગરમ ઓરડાથી થયું અને જ્ઞાન થયા પછી તેમણે અગ્નિથી લાભ ઉઠાવ્યો. પછી અગ્નિમાં (અગ્નિદેવતાના રૂપમાં) જેમની શ્રદ્ધા હતી તેમણે યજ્ઞ કર્યો. તેઓ સમજતા હતા કે અગ્નિ દેવતા છે. બીજા લોકો પણ અગ્નિથી લાભ ઉઠાવી રહ્યા છે, પરંતુ કેવો? રસોઈ બનાવવાનો અને પ્રકાશ કરવાનો લાભ. જે બ્રાહ્મણ નિષ્કામભાવથી શ્રદ્ધાપૂર્વક અગ્નિહોત્ર કરે છે તે પરમાત્માની પ્રાપ્તિ માટે કરે છે તથા જેઓ સકામી બ્રાહ્મણ છે તેમણે સકામભાવ એટલે કે ધનની પ્રાપ્તિ માટે યજ્ઞ કરીને ધનનો લાભ લીધો. આવી જ રીતે ભગવાનના નામનો, ગંગા તથા મહાપુરુષોનો અને ઈશ્વરનો સંગ છે. આ બધાં અગ્નિ જેવાં છે. જેવી રીતે જ્યારે અગ્નિનું જ્ઞાન ન હતું ત્યારે પણ ઓરડો તો ગરમ હતો જ, તેવી જ રીતે મહાપુરુષોનું જ્ઞાન નથી હોતું ત્યારે પણ સામાન્ય લાભ તો બધાંને મળે જ છે. તેવી જ રીતે ઈશ્વરનું જ્ઞાન હોતું નથી, ગંગાજીમાં શ્રદ્ધા નથી હોતી તોપણ ગંગામાં સ્નાન કરવાથી અને ઈશ્વરના નામનો જપ તેમના પ્રભાવને જાણ્યા વગર કરવાથી પણ સામાન્ય એટલે કે સાધારણ લાભ તો મળે જ છે. જો ભગવાનના નામના પ્રભાવનું જ્ઞાન થઈ જાય તો વિશેષ લાભ થઈ શકે છે. માની લો કે આપણે મોટરમાં જઈ રહ્યા છીએ અને વચ્ચે ક્યાંક નદી આવી ગઈ અને આપણને ખબર નથી કે આ ગંગા છે અથવા મંદાકિની છે અથવા કઈ નદી છે. પરંતુ આપણે નદી સમજીને સ્નાન કરી લીધું, તોપણ આપણને લાભ તો થાય છે, પરંતુ જો આપણે ગંગા સમજીને સ્નાન કર્યું હોત તો વિશેષ લાભ થાત. આવી જ રીતે આપણે જ્ઞાન વગર જ ભગવાનના નામનું જે ઉચ્ચારણ કરીએ છીએ, તેમાં પણ લાભ થાય છે; અને 'આ ભગવાનનું નામ છે', જેમ કે 'રામ' ભગવાનનું નામ છે. અને આપણે તેનું ઉચ્ચારણ કરીએ છીએ - 'રામ-રામ' જપી રહ્યા છીએ તો વધારે લાભ થાય છે. કોઈ મહાત્મા છે અને તેમનું આપણને જ્ઞાન નથી, તોપણ આપણને લાભ છે અને આપણને જો ખબર પડી જાય કે આ મહાત્મા છે તો તેનાથી વધારે

વિશેષ લાભ થાય છે. જેમ કે, ભગવાન શ્રીકૃષ્ણને ગોપીઓ જાણતી હતી. અર્જુન જાણતો હતો, ઋષિઓ જાણતા હતા અને બીજા પણ ઘણાબધા લોકો જાણતા હતા. ગીતામાં અર્જુન કહે છે –

**પરં બ્રહ્મ પરં ધામ પવિત્રં પરમં ભવાન્ ।**
**પુરુષં શાશ્વતં દિવ્યમાદિદેવમજં વિભુમ્ ॥**
**આહુસ્ત્વામૃષયઃ સર્વે દેવર્ષિર્નારદસ્તથા ।**
**અસિતો દેવલો વ્યાસઃ સ્વયં ચૈવ બ્રવીષિ મે ॥**

(ગીતા - ૧૦/૧૨-૧૩)

'હે પ્રભુ! બધા ઋષિઓ, દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ વગેરે મુનિઓ તમને પરમ બ્રહ્મ, પરમ ધામ, પરમ પવિત્ર, શાશ્વત પુરુષ, દિવ્ય પુરુષ, આદિ દેવ, અજ તથા સર્વવ્યાપી કહે છે અને તમે સ્વયં પણ કહો જ છો.'

ભગવાન સ્વયં અર્જુનને કહે છે –

**અજોઽપિ સન્નવ્યયાત્મા ભૂતાનામીશ્વરોઽપિ સન્ ।**
**પ્રકૃતિં સ્વામધિષ્ઠાય સમ્ભવામ્યાત્મમાયયા ॥**

(ગીતા - ૪/૬)

હું અજ (અજન્મા), અવિનાશી અને બધાં ભૂતોનો ઈશ્વર હોવા છતાં પણ પોતાની પ્રકૃતિને વશ કરીને પોતાની યોગમાયાથી સંસારમાં અવતાર લઉં છું.'

આ રીતે અર્જુન ભગવાનને જાણતો હતો અને બહુ લાભ ઉઠાવતો હતો. આ છે જ્ઞાનથી લાભ ઉઠાવવો તે. આનાથી પણ વધારે લાભ થાય છે શ્રદ્ધાથી. જેમને અગ્નિનું સાધારણ જ્ઞાન છે તેઓ પણ તેનાથી લાભ ઉઠાવે છે. અગ્નિથી તેઓ રસોઈ બનાવે છે, દીવો પેટાવે છે – આટલો લાભ તો ઉઠાવી જ રહ્યા છે, પરંતુ તેમની એવી શ્રદ્ધા નથી કે અગ્નિ દેવતા છે, તેથી આ લાભથી વંચિત રહે છે. બ્રાહ્મણોને વિશ્વાસ છે કે અગ્નિ દેવતા છે, તે સકામભાવથી અગ્નિની ઉપાસના કરે છે તો તેને ધનસંપત્તિ પણ મળી જાય છે. બીજા બ્રાહ્મણની શ્રદ્ધા પણ છે

અને તેનો ભાવ પણ નિષ્કામ છે; તે વિચારે છે કે અગ્નિ પાસે ધનસંપત્તિ કેમ માગું, હું જો નિષ્કામભાવથી ઉપાસના કરીશ તો મારા આત્માનો ઉદ્ધાર થઈ જશે. તેથી તે નિષ્કામભાવથી ઉપાસના કરે છે. આવી જ રીતે બધી બાબતોમાં સમજવું જોઈએ. ઈશ્વર અને મહાપુરુષને મેળવીને જો આપણે તેમની પાસેથી સાંસારિક કામ લઈએ છીએ તો તે કામોની સિદ્ધિ તો થઈ જાય છે, પરંતુ તે આપણી મૂર્ખતા છે, જે આપણે તે મહાત્મા અથવા ઈશ્વર પાસેથી સાંસારિક લાભ ઉઠાવીએ છીએ. જેમ કે, કોઈ માણસ મને સો રૂપિયા મહિનાની રોજગારી મેળવવાની રીત પૂછે અને તેને હું બતાવી દઉં અથવા કોઈ માણસ જ્ઞાની-વૈદ્યને કહે કે મારો પુત્ર બીમાર છે, કોઈ દવા બતાવો અને તે તેની નાડી જોઈને દવા બતાવે અથવા કોઈ માણસ જ્યોતિર્વિદ્‌ને કહે કે હું રૂપિયા કમાવા માટે જઈ રહ્યો છું, તમે મને કોઈ એવું મુહૂર્ત બતાવો કે જેથી મને સફળતા પ્રાપ્ત થાય. આવી જ રીતે કોઈ બીમારીના નિવારણ માટે, કોઈ ધન માટે, કોઈ પુત્ર માટે, કોઈ કોઈ પણ પ્રકારની કામનાની પૂર્તિ માટે ઈશ્વર અને મહાત્મા દ્વારા પોતાની સિદ્ધિ ઇચ્છે છે તો તે સિદ્ધિ તો થઈ જાય છે, પરંતુ તે તુચ્છ લાભ છે. જો નિષ્કામભાવથી આપણે ઈશ્વર અને મહાત્માની સેવા કરીએ, ઉપાસના કરીએ, તેમનો સંગ કરીએ તો આપણું કલ્યાણ થઈ શકે છે. આવી જ રીતે ગંગાજી બાબતમાં છે. જો ગંગાજીમાં આપણે કોઈ કામના લઈને સ્નાન કરીએ અને ગંગાના પ્રભાવનું જ્ઞાન નથી તોપણ ગંગા-સ્નાન કરવાથી લાભ થાય છે. જ્ઞાન થવાથી અધિક વિશેષ લાભ થાય છે. ગંગામાં શ્રદ્ધા થવાથી તેના કરતાંય વધારે લાભ થાય છે. ગંગાજી વિશે તો કહેવું જ શું? - તેમના તો નામનું ઉચ્ચારણ કરવાથી જ મુક્તિ થઈ જાય છે. ગંગાજીનું દર્શન કરવાથી મુક્તિ થઈ જાય છે. 'ગંગા-ગંગા' એવા શબ્દોનું ઉચ્ચારણ કરીએ તોપણ આપણું કલ્યાણ થઈ શકે છે. આપણી શ્રદ્ધા હોય તો આપણી મુક્તિ થઈ શકે છે. જો આટલી શ્રદ્ધા ન હોય અને થોડી પણ શ્રદ્ધા હોય કે હે ગંગામાતા, હું તમારે ત્યાં આવ્યો છું, મારે કોઈ પુત્ર

નથી, તમે મને પુત્ર આપો, કોઈ કહે કે હું દરિદ્ર છું, તમે મને ધન આપો; કોઈ કહે કે મારે માથે દેવું છે, તમે તે ઋણ દૂર કરો, તો ગંગામાતા આ કામ પણ કરી શકે છે. ગંગાજી પાસે જો આપણે નાની-તુચ્છ ચીજ માગીએ તો આપણું નાનાપણું છે. ગંગાજી પાસે તો આપણે એવી ચીજ માગવી જોઈએ કે જેનાથી આપણું કલ્યાણ થઈ જાય. આપણે જેટલી શ્રદ્ધા રાખીએ તેટલી થોડી છે. જો ગંગાજી વિષે આપણે એમ કહીએ કે એ ભગવાનનાં ચરણોનું જળ છે તો ઠીક છે, આ પણ શ્રદ્ધા છે. પરંતુ આટલું સમજતા હોવા છતાં પણ જો આપણે એમ કહીએ કે આ તો સાક્ષાત્ ભગવાન જ છે, સાક્ષાત્ ભગવાન ગંગા થઈને વહી રહ્યા છે, તેનાથી આપણને તે જ લાભ થશે કે જે ભગવાનના દર્શનથી થવો જોઈએ. આમ, જેટલી શ્રદ્ધા રાખીએ એટલી ઓછી જ છે. આવી જ ભગવાનના ભજનની વાત છે. રૂપિયા માટે, ધન માટે, પૈસા-પુત્ર વગેરે માટે ભજન કરીએ છીએ તો તેનાથી આપણને પત્ની, પુત્ર, ધન વગેરે ચીજો મળે છે. જો ભજન આપણા આત્માના કલ્યાણ માટે કરીએ તો આત્માનું કલ્યાણ થઈ જાય છે. કોઈ માણસ 'હે નાથ, હે નાથ' કહીને ભગવાનનાં દર્શન માટે ભજન કરે છે. એમ આપણે ભગવાનને પોકારીએ અથવા નારાયણના નામે પોકારીએ, હૃદયથી, વિશ્વાસથી, શ્રદ્ધાથી પોકારીએ તો ભગવાન આવી શકે છે - દર્શન આપી શકે છે. જે સમયે આપણે પોકારીએ છીએ તે સમયે જો આપણા હૃદયમાં એવો નિશ્ચય રહે કે હું પોકારું તો છું, પણ ભગવાન આવશે નહીં, તો ભગવાન પણ સમજે છે કે આ મને બોલાવવા માટે પોકારતો નથી; આ તો આની આદત પડી ગઈ છે પોકારવાની, તેના મનમાં એવો વિશ્વાસ નથી કે હું આવીશ. પછી ભલા, ભગવાન શા માટે આવશે? શ્રદ્ધા અને વિશ્વાસ થવો જોઈએ. શ્રદ્ધા અને નિષ્કામભાવ હોય તો ઘણો વધારે લાભ થાય છે. શ્રદ્ધા તો એ પણ છે કે પોતાના ભગવાનનું ભજન અને ભક્તિ ધનસંપત્તિ માટે અથવા રાજ્ય માટે કરવામાં આવે છે. જેમ કે, ધ્રુવજીએ ભગવાનની ભક્તિ કરી. મહાપુરુષોના સંગ અને દર્શનથી લાભ થાય

છે, એમાં તો વાત જ શી કરવાની? ગંગાજીના સંગ અને દર્શનથી પણ લાભ થાય છે. અહીં પ્રશ્ન ઊઠે છે કે મહાપુરુષ શું ગંગાથી પણ ચડિયાતા છે? હા, એમાં શું કહેવાનું છે? ધર્મરાજ યુધિષ્ઠિરે ભક્તરાજ વિદુરજીને કહ્યું હતું –

**ભવદ્વિધા ભાગવતાસ્તીર્થભૂતાઃ સ્વયં વિભો ।**
**તીર્થીકુર્વન્તિ તીર્થાનિ સ્વાન્તઃસ્થેન ગદાભૃતા ॥**

(શ્રીમદ્ભાગવત - ૧/૧૩/૧૦)

'પ્રભુ! તમારા જેવા ભગવાનના પ્રિય ભક્તો પોતે જ તીર્થસ્વરૂપ હોય છે. તે ભક્તો પોતાના હૃદયમાં વિરાજમાન ભગવાન દ્વારા તીર્થોને પણ તીર્થ બનાવતા (પવિત્ર કરતા) રહીને વિચરણ કરે છે.

મહાપુરુષો તીર્થોને તીર્થ બનાવવા માટે તીર્થોમાં જાય છે; પોતાને પવિત્ર કરવા માટે નહીં, પરંતુ તીર્થોને પવિત્ર કરવા માટે જાય છે. બ્રહ્માજીએ જ્યારે ગંગાજીને આજ્ઞા આપી કે તમે મૃત્યુલોકમાં જઈને ત્યાંના લોકોને પવિત્ર કરો, તો ગંગાજી રડીને બોલ્યાં કે 'મહારાજ, મારામાં હજારો-લાખો માણસો આવીને સ્નાન કરશે અને બધાંનું પાપ મારામાં એકઠું થશે. તેઓ તો મારામાં સ્નાન કરીને પવિત્ર થઈ જશે, પણ પછી મારી શી દશા થશે?' બ્રહ્માજીએ કહ્યું કે તમે ચિંતા ના કરો; કારણ કે -

**સાધવો ન્યાસિનઃ શાન્તા બ્રહ્મિષ્ઠા લોકપાવનાઃ ।**
**હરન્ત્યઘં તેઽઙ્ગસઙ્ગાત્ તેષ્વાસ્તે હ્યઘભિદ્ધરિઃ ॥**

(શ્રીમદ્ભાગવત - ૯/૯/૬)

કોઈ પણ એક મહાપુરુષ જો આવીને તમારામાં સ્નાન કરી લેશે તો તમારાં બધાં પાપ ભસ્મ થઈ જશે. જેટલાં પણ તીર્થ બનેલાં છે તે બધાં મહાપુરુષોનાં ચરણોના પ્રતાપથી અને ઈશ્વરની કૃપાના પ્રતાપથી બનેલાં છે. પરંતુ એવા મહાપુરુષો હવે ક્યાં છે?

ભગવાન નિરાકારરૂપે બધી જગ્યાએ છે તથા પ્રેમથી પ્રગટ થાય છે. જેમના માટે ભગવાન પ્રગટ થાય છે તેમને જે દર્શન થાય છે તે દર્શનનો વિશેષ મહિમા છે. જ્યારે ભગવાન સ્વાભાવિક જ અવતાર

લે છે ત્યારે પણ લોકોને દર્શન થાય છે, પરંતુ તે સમયે તો જેમનામાં શ્રદ્ધા અને પ્રેમ હોય છે તેમને જ વધારે લાભ થાય છે, બીજાઓને ઓછો લાભ થાય છે. મેં તમને ચાર પ્રકારના લાભ બતાવ્યા : (૧) સામાન્ય એટલે કે સાધારણ લાભ, (૨) મુખ્ય લાભ, (૩) વિશેષ લાભ અને (૪) અનન્ય લાભ. ભગવાનની પ્રાપ્તિ થવી એ અનન્ય લાભ છે; ભગવાન થકી જે બીજી વસ્તુઓની પ્રાપ્તિ થાય છે એ વિશેષ લાભ છે; ભગવાન થકી ઉત્તમ ગુણ, ઉત્તમ ભાવ અને ઉત્તમ આચરણની પ્રાપ્તિ થવી એ વાસ્તવમાં વિશેષ લાભ છે. અને સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ થવી એ સામાન્ય લાભ છે. લાભ તો થાય જ છે – ભલે સામાન્ય લાભ હોય, ભલે વિશેષ લાભ હોય અથવા અનન્ય લાભ હોય – પૂર્ણ લાભ હોય. આવા બધા અલગ-અલગ જાતના લાભ થાય છે. આવી જ રીતે ગંગાજીથી ભગવાનના નામના જપથી, સાધનથી, મહાપુરુષોથી લાભ થાય છે. એ ધ્યાન રાખવું જોઈએ કે પરમાત્માની પ્રાપ્તિથી, દર્શનથી, ભાષણથી, વાર્તાલાપથી, સંગથી જે લાભ થાય છે તે એક નંબરનો લાભ છે, તેનાથી ઉત્તમ બીજો કોઈ લાભ દુનિયામાં નથી. જે લાભ મહાપુરુષોથી થાય છે તે બીજા નંબરનો લાભ છે. આવી જ રીતે સાધનોથી પણ લાભ થાય છે. ગંગાસ્નાન, તીર્થ, વ્રત, જપ, ધ્યાન, ઉપવાસ, કર્મયોગ, ભક્તિયોગ – આ બધાં સાધન છે, સાધનનાં દ્વાર છે. એમના થકી પણ આપણને ઉત્તમોત્તમ લાભ થાય છે. આ બધા પદાર્થોથી સાધારણ લાભ પણ થાય છે, વિશેષ લાભ પણ થાય છે અને ઉત્તમોત્તમ લાભ પણ થાય છે. હા, પોતાનો ભાવ ઉચ્ચ કોટિનો હોવો જોઈએ. આપણા ભાવમાં નિષ્કામભાવ હોય તો તે ઘણી ઉચ્ચ કોટિનો છે. સ્વાર્થનો ત્યાગ અને હૃદયમાં શ્રદ્ધા તથા પ્રેમનો ભાવ ઘણી ઉચ્ચ કોટિનો ભાવ છે. ભગવાનમાં પ્રેમ થવો જોઈએ, શ્રદ્ધા થવી જોઈએ અને નિષ્કામભાવ થવો જોઈએ. આવો ભાવ થતાં, જો ભગવાનનું દર્શન થાય અથવા તેમનો સંગ થાય તો એનાથી ઉત્તમ બીજી કઈ વાત હોઈ શકે?

~~■~~

## મહત્ત્વપૂર્ણ વાત

આપણે બધા ઘણા દિવસોથી પરમાત્માની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરી રહ્યા છીએ, પરંતુ પરમાત્માની પ્રાપ્તિ હજુ સુધી થઈ નથી. આપણા મનમાં એમ થાય છે કે અમે ખૂબ પ્રયત્ન કરીએ છીએ; પરંતુ તેમાં ઊણપ છે. પ્રત્યેક વ્યક્તિએ પોતાની ઊણપ પ્રત્યે ધ્યાન આપવું જોઈએ. સંસારના વિષય-ભોગોમાં, પદાર્થોમાં, પોતાના શરીરમાં, કંચન અને કામિનીમાં, માન-મોટાઈ-પ્રતિષ્ઠા વગેરેમાં આસક્તિ જ આમાં બાધક છે. આસક્તિને કારણે જ ઇચ્છા ઉત્પન્ન થાય છે, કામ અને લોભની ઉત્પત્તિ થાય છે. આને કારણે સંસારના વિષય-ભોગોમાં મમતા જાગે છે, આકર્ષણ થાય છે, કે જેનાથી મનુષ્ય વિષયોમાં ડૂબી જાય છે, ભોગોમાં ફસાઈ જાય છે. જેમ કે, અજ્ઞાનને કારણે ગાય કીચડમાં ફસાઈ જાય છે અને અંતે તડપી-તડપીને મરી જાય છે; પતંગિયાં દીપકની જ્યોતને સુખ સમજીને તેની નજીક જાય છે અને ભૂંજાઈને તડપી-તડપીને મરે છે. આવી જ દશા વિષયાસક્ત પુરુષોની છે.

આપણે બધી રીતે સ્વાર્થનો ત્યાગ કરવો જોઈએ. શરૂમાં રૂપિયાનો લોભ મનુષ્યનું પતન કરે છે. રૂપિયાને આદર આપવો, મહત્ત્વ આપવું એ ઘણા જ જોખમની વસ્તુ છે, પરંતુ વિષયમાં આસક્ત પુરુષે રૂપિયાને આદર આપવો જ પડે છે; કેમ કે તે વિષયોનો ગુલામ છે. જો ચિત્તમાં વૈરાગ્ય થઈ જાય તો મનુષ્ય એશ-આરામ, સ્વાદ-શોખ, ભોગ-વિલાસ વગેરેનો ક્ષણમાં જ ત્યાગ કરી શકે છે. અસંગ, અનાસક્તિ અર્થાત્ વૈરાગ્યરૂપી તીવ્ર શસ્ત્ર વડે અહંતા, મમતા, કામના, વાસના, આસક્તિ વગેરે ફંદાઓને (ફાંસાઓને) કાપી શકે છે –

**અશ્વત્થમેનં સુવિરૂઢમૂલ-**
**મસઙ્ગશસ્ત્રેણ દૃઢેન છિત્ત્વા ॥**

(ગીતા - ૧૫/૩)

આ સંસારરૂપી વૃક્ષનાં મૂળ – અહંતા, મમતા, કામના, વાસના, આસક્તિ વગેરે ખૂબ ઊંડાં છે. સંગનું નામ 'રાગ' અને અસંગનું નામ 'વૈરાગ્ય' છે. વૈરાગ્ય પણ ઉત્કટ તથા દૃઢ હોવો જોઈએ. ઉત્કટ વૈરાગ્ય-રૂપી શસ્ત્ર વડે સંસારરૂપી વૃક્ષને મનુષ્ય કાપી શકે છે. સંસારમાં સંબંધ-રહિત થઈ જવું એ જ સંસારવૃક્ષને કાપવો ગણાય. મનથી સંસારનો સંબંધ તોડવો તેને જ એને કાપવું ગણાય. આ પછી તે પદનું અન્વેષણ (શોધ) કરવું જોઈએ કે જ્યાં ગયા પછી પાછા આવવું પડતું નથી. 'પદ' શબ્દનાં અનેક નામ છે, જેમ કે – ધામ, નિધાન, પરમપદ. 'પદ' શબ્દને આમાંથી કોઈ પણ નામે ઉચ્ચારી શકાય છે –

**તતઃ પદં તત્પરિમાર્ગિતવ્યં**
**યસ્મિન્ગતા ન નિવર્તન્તિ ભૂયઃ ।**
**તમેવ ચાદ્યં પુરુષં પ્રપદ્યે**
**યતઃ પ્રવૃત્તિઃ પ્રસૃતા પુરાણી ॥**

(ગીતા - ૧૫/૪)

તે પદની, તે પરમધામની, તે નિજધામની – પરમપદની શોધ કરવી જોઈએ. જે પરમાત્માથી આ સંસારની ઉત્પત્તિ થઈ છે તથા વિસ્તાર થયો છે તે પરમાત્માના શરણે થવું જોઈએ, કે જેમને મેળવીને - જે પરમાત્માને મેળવીને - જે પરમપદને પામીને, પછી ફરી સંસારમાં પાછા આવવું ન પડે. તેમના શરણે થવું જોઈએ, આ સૌથી શ્રેષ્ઠ ઉપાય છે. સંસારમાં સુખ-બુદ્ધિ કરવાને કારણે આસક્તિ થાય છે. શરીરમાં તથા સંસારમાં અને ભોગોમાં જે સુખબુદ્ધિ છે, તે અજ્ઞાનને લીધે છે. વાસ્તવમાં આમાં સુખ છે જ નહીં, મૂર્ખતાને લીધે સુખ પ્રતીત થાય છે. આવી રીતે પ્રતીત થનારા મિથ્યા સુખને સુખ માનીને જીવ એમાં ફસાઈ જાય છે અને જાળમાં ફસાયેલી માછલીની જેમ તડપી-તડપીને તે મરી જાય છે. ધ્યાન આપવું જોઈએ કે સંસારના

તમામ પદાર્થો નાશવંત, ક્ષણભંગુર છે. આવું સમજીને એમનામાંથી વૈરાગ્ય કરવો જોઈએ–

**યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે।**
**આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ॥**

(ગીતા - ૫/૨૨)

ઇન્દ્રિયો અને વિષયોનો જે સંબંધ-સંસ્પર્શ છે અને એનાથી ઉત્પન્ન થયેલું જે સુખ છે તે સંસ્પર્શજન્ય સુખ છે. આ સાંસારિક સુખ ઇન્દ્રિયો અને વિષયોના સંબંધથી થનારું છે, તેને રાજસી સુખ કહેવામાં આવ્યું છે. તે નાશવંત છે, ક્ષણભંગુર છે. તે આરંભમાં અમૃત જેવું લાગે છે, તેમાં જીવ ફસાય છે અને તેનું પરિણામ વિષ જેવું ફળ આપનારું હોય છે. આવાં સુખ ઇન્દ્રિયો અને વિષયોના સંબંધથી ઉત્પન્ન થાય છે કે જે દુઃખનાં કારણ છે, આદિ અંતવાળાં છે, ક્ષણભંગુર છે – આમ સમજીને વિવેકી મનુષ્યો એમાં ફસાતા નથી. જેના ચિત્તમાં થોડો વિવેક છે તે ફસાતો નથી, મૂર્ખલોકો ફસાય છે. આમ સમજીને મનુષ્યે ક્યારેય સંસારને અને સંસારના પદાર્થોને મહત્ત્વ આપવું જોઈએ નહીં. માણસે કોઈ પણ પ્રકારની મોટાઈનું, પદનું જેમ કે હું બ્રાહ્મણ છું, હું સંન્યાસી છું, હું પિતા છું, હું મૅનેજર છું, હું ક્લેક્ટર છું – આવા જ અન્ય કોઈ પણ પ્રકારના પદનું પોતાના મનમાં ક્યારેય ન તો અભિમાન કરવું જોઈએ અને ન તો તેને માન આપવું જોઈએ. હા, બીજાઓના પદનો આદર અવશ્ય કરવો જોઈએ. બીજાઓનો અનાદર કરવાનો આપણને શો અધિકાર છે? પોતાના નામનું, રૂપનું, ધનનું, પોતાની ઇજ્જતનું, પોતાના કુટુંબનું અથવા પોતાની શક્તિનું – મતલબ કે કોઈ પણ પ્રકારનું અભિમાન પોતાના આત્માનું પતન કરનારું છે. અભિમાનથી ઘણા દૂર રહેવું જોઈએ તથા આ નાશવંત પદાર્થોને પણ મહત્ત્વ આપવું જોઈએ નહીં. જેમ કે ધન છે, વિદ્યા છે, બળ છે, પોતાનું શરીર છે, પોતાની કોઈ પણ પ્રકારની

મોટાઈ છે, પોતાનામાં ગુણ છે, પદ છે અથવા કોઈ પણ આચરણ છે, પોતાનામાં કોઈ પણ સારાપણું છે – વગેરે કશાયને ક્યારેય મહત્ત્વ આપવું જોઈએ નહીં.

'આટલા દિવસો વીતી ગયા પણ હજુ સુધી પરમાત્માની પ્રાપ્તિ થઈ નહીં' – આવું માનીને ક્યારેય નિરાશ પણ થવું જોઈએ નહીં. કેમ કે પરમાત્માની પ્રાપ્તિ માટે જેવો પ્રયત્ન કરવો જોઈએ તેવો પ્રયત્ન તમે હજુ સુધી કર્યો નથી. જો કર્યો પણ છે તો તે ઓછા પ્રમાણમાં કર્યો છે, તેથી તે ન કર્યા બરાબર છે. પરમાત્માની પ્રાપ્તિ માટે વધારે સમયની આવશ્યકતા નથી. આમાં કોઈ મોટી મુશ્કેલી નથી, આમાં કોઈ પરિશ્રમનું કામ નથી, કેવળ સમજવાની જરૂર છે. પોતાના હૃદયમાં જે સ્વાર્થબુદ્ધિ છે તેનો ત્યાગ કરવો જોઈએ, બહારના ત્યાગથી કોઈ લાભ થતો નથી; અને જો લાભ થાય તો કેવળ મામૂલી થાય છે. અસલી લાભ તો અંદરના (ભીતરના) ત્યાગથી જ થાય છે. જો તમારા દિલમાં ધનસંપત્તિ માટે આદર છે તો ભગવાન તમારાથી ઘણા દૂર છે. જે સંપત્તિનો દાસ છે તે ભગવાનનો દાસ નથી. જ્યાં કામ છે ત્યાં રામ નથી. જ્યાં સંપત્તિનો આદર છે ત્યાં ભગવાન નથી. માન, મોટાઈ, પ્રતિષ્ઠા માટે ન તો આપણે ઇચ્છા કરવી જોઈએ અને ન તો તે પ્રાપ્ત થથાં તેનો આદર કરવો જોઈએ. જેમ ધનસંપત્તિનો આદર કરવો - તેને મહત્ત્વ આપવું આપણા માટે હાનિકારક છે તેવી જ રીતે માન-મોટાઈ-પ્રતિષ્ઠાને આદર આપવો એ પણ આપણા માટે ખતરનાક છે. માન-મોટાઈ-પ્રતિષ્ઠા મળે તેવું કાર્ય તો કરવાનું છે, પરંતુ માન-મોટાઈ-પ્રતિષ્ઠાને સ્પર્શવાનું નથી. માન-મોટાઈ-પ્રતિષ્ઠામાં, શરીરમાં અને ભોગોમાં જે આસક્તિ છે, પ્રીતિ છે તે જોખમવાળી વસ્તુ છે, તેનો ત્યાગ કરીને તમે ગમે ત્યાં રહી શકો; ગૃહસ્થીમાં અથવા તો સંન્યાસમાં –

**ખતરેવાલી વસ્તુકો જિસને દીન્હી છાડ઼ ।**
**ચાહે રહે બજારમેં ચાહે રહે ઉજાડ઼ ॥**

આસક્તિ ખતરનાક વસ્તુ છે. શરીરમાં, સંસારમાં, ભોગોમાં જ્યા સુધી આસક્તિ છે ત્યાં સુધી તમે ભગવાનથી ઘણા દૂર છો. ગૃહસ્થાશ્રમ છોડીને ભલેને ઘોર જંગલમાં ચાલ્યા જઈને, તેથી કોઈ વિશેષ લાભ થતો નથી. એકાંત સ્થાનમાં રહીએ તો ત્યાં ભય પેદા થઈ શકે છે; કેમ કે તમારા ચિતમાં વૈરાગ્ય નથી. જો ચિતમાં વૈરાગ્ય નથી તો ગૃહસ્થાશ્રમનો ત્યાગ વ્યર્થ છે અને જો ચિત્તમાં વૈરાગ્ય છે તો ગૃહસ્થાશ્રમનો ત્યાગ વ્યર્થ છે. વૈરાગ્ય નથી તો વનમાં – એકાંતમાં રહેવામાં પણ કોઈ લાભ નથી; કેમ કે જો વૈરાગ્ય નથી તો ત્યાં પણ ફસામણી થઈ શકે છે. જો વૈરાગ્ય છે તો હજારો-લાખો માણસોની વચ્ચે રહેવામાં પણ કોઈ હાનિ નથી.

એક વખતે રાજા જનક સંન્યાસ લેવા ઈચ્છતા હતા. જ્યારે તેમની પત્નીને ખબર પડી તો તેણે પતિને સમજાવ્યા કે 'તમે સંન્યાસ લો છો એનું રહસ્ય મારી સમજમાં આવ્યું નહીં. જો તમારા ચિત્તમાં વૈરાગ્ય છે તો સંન્યાસની આવશ્યકતા નથી અને જો વૈરાગ્ય છે તો તમે ગમે ત્યાં રહો, સંસારના વિષયભોગો તમને દબાવી નહીં શકે; અને જો ચિતમાં વૈરાગ્ય નથી તો સંન્યાસાશ્રમ થકી મુક્તિ નહીં મળી શકે, ભલેને તમે ગમે ત્યાં ચાલ્યા જાઓ. જો એમ કહેવામાં આવે કે સંન્યાસાશ્રમ લઈને હું ઘણાંબધાંને લાભ પહોંચાડીશ, ઘણાબધા સંન્યાસીઓને લાભ પહોંચાડીશ; સાધુ-સંન્યાસીઓને સંન્યાસ લેવાથી જ લાભ થઈ શકે છે. જો વાત એમ છે તો સંન્યાસ લેવાથી સંન્યાસીઓને લાભ મળશે અને ગૃહસ્થીમાં રહેવાથી ગૃહસ્થોને લાભ મળશે. આપણે ગૃહસ્થો છીએ અને આપણને ગૃહસ્થીમાં રહેવાથી લાભ મળી શકે છે. જેમ તમે સંન્યાસ લઈને સંન્યાસીઓને લાભ આપવા માગો છે તેમ અમે ગૃહસ્થોને લાભ આપવા માટે તમારે ગૃહસ્થીમાં રહેવું જોઈએ.' પોતાની પત્નીની તર્કપ્રમાણયુક્ત અને શાસ્ત્રસમ્મત વાત સાંભળીને રાજા જનકે સંન્યાસનો વિચાર પોતાના

હૃદયમાંથી કાઢી નાખ્યો અને પછી તેઓ આજીવન ગૃહસ્થાશ્રમમાં જ રહ્યા. સાર-રૂપ વાત એ છે કે ચિતમાં વૈરાગ્ય જ પ્રધાન છે. જો વૈરાગ્ય નથી તો ભલેને ગમે ત્યાં રહે, તેને કોઈ લાભ થતો નથી. જો વૈરાગ્ય છે તો તે ગમે ત્યાં રહે, તેને બધી જગ્યાએ લાભ થાય છે. દેશ અને કાળ તો નિમિત્તમાત્ર છે. અસલી ચીજ તો સંસારમાંથી વૈરાગ્ય અને ઈશ્વરમાં પ્રેમ છે. ઈશ્વર-વિષયક જ્ઞાન જ સૌથી ઉત્તમ છે કર્મયોગની સિદ્ધિ વૈરાગ્ય વગર થઈ શકતી નથી, જ્ઞાનયોગની સિદ્ધિ પરમાત્માના તત્ત્વને જાણ્યા વગર થઈ શકતી નથી. અને ભક્તિયોગની સિદ્ધિ પ્રેમ વગર થઈ શકતી નથી. સંસારમાંથી વૈરાગ્ય અને ભગવાનમાં પ્રેમ - ભક્તિના માર્ગમાં આ બંનેય વાતો પહેલી છે. જ્ઞાનના માર્ગમાં પરમાત્માનું તત્ત્વ જાણવું એ સત્ વસ્તુ છે અને સંસારમાં આસક્તિ રાખવી એ અસત્ વસ્તુ છે; કારણ કે પરમાત્મા સત્ છે અને સંસાર અસત્ છે –

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ ।**
**ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥**

(ગીતા - ૨/૧૬)

તત્ત્વજ્ઞાનીઓનું કહેવું છે કે સત્‌નો ક્યારેય અભાવ હોતો નથી અને મિથ્યા વસ્તુનો ભાવ હોતો નથી, તે ક્યારેય શાશ્વત રહેતું નથી. જેટલા આ દૃશ્ય પદાર્થો છે તે બધા નાશવંત છે, ક્ષણભંગુર છે, તે રહી શકતા નથી. આ ન્યાયથી એ બધી વસ્તુઓ મિથ્યા છે, ક્ષણભંગુર છે, માયામાત્ર છે, એમ સમજીને એમને ભૂલી જવી જોઈએ. ભાવરૂપ જે વસ્તુ છે તે પરમાત્મા છે, સત્ છે; સત્ હોવાથી ચેતન છે અને ચેતન જ આનંદ છે; અને પરમાત્મા સત્-ચિત્-આનંદ-સ્વરૂપ છે. સત્-ચિત્-આનંદ-સ્વરૂપને છોડીને જે મનુષ્ય, મિથ્યા, નાશવંત-ક્ષણભંગુર પદાર્થોનો આદર કરે છે તે મૂર્ખ છે. ભક્તિના માર્ગમાં પ્રેમ મુખ્ય છે, પણ તે પ્રેમ અનન્ય હોવો જોઈએ. જેનો કોઈ બીજી વસ્તુમાં પ્રેમ

છે તેને ભગવાન મળતા નથી. ભગવાન કહે છે કે તે ભક્તિ વ્યભિચારિણી ભક્તિ છે. જેમ પતિવ્રતા સ્ત્રીનો પોતાના પતિમાં પ્રેમ હોય છે અને બીજા પુરુષોમાં પણ પ્રેમ હોય તો તે સ્ત્રી વ્યભિચારિણી છે તેવી જ રીતે, ભગવાન કહે છે કે, જે મારી ભક્તિ કરે છે અને સંસારના વિષય-ભોગોમાં તેની આસક્તિ રહે છે, તેને ભોગ પ્રિય લાગે છે તો આ બધું મારા પ્રત્યેના પ્રેમમાં કલંક છે, એમાં વ્યભિચાર-દોષ છે. દરેક રીતે વિચારવાથી એ વાત સિદ્ધ થાય છે કે આસક્તિનો અભાવ થવો જ જોઈએ. આસક્તિનો અભાવ એ તીવ્ર વૈરાગ્ય છે. તીવ્ર વૈરાગ્ય વગર નથી તો જ્ઞાનયોગની સિદ્ધિ થઈ શકતી નથી, નથી તો ભક્તિયોગની સિદ્ધિ થઈ શકતી અને નથી તો કર્મયોગની સિદ્ધિ થઈ શકતી. સંસારના આ નાશવંત, ક્ષણભંગુર અનિત્ય પદાર્થોમાં આસક્તિ રાખવી, પ્રેમ કરવો એ મૂર્ખતા નથી તો શું છે? આ તો પોતાના ગળામાં ફાંસી લગાવીને મરવું જ ગણાય. આ ઘણી મોટી ખતરનાક વસ્તુ છે. આ અનાદિકાળથી છે. જ્યારથી આ સૃષ્ટિ છે અને જ્યારે પ્રાણીની જીવ સંજ્ઞા થઈ ત્યારથી આ દોષ ચાલતો આવી રહ્યો છે. આ આસક્તિદોષ અનાદિ હોવા છતાં પણ તેનો વિનાશ થઈ શકે છે, તેથી લોકો કોશિશ કરે છે. અજ્ઞાન અનાદિ હોવા છતાં પણ તેનો વિનાશ થાય છે. જ્ઞાન એ એક એવી વસ્તુ છે કે જેની બરાબર કોઈ નથી –

**ન હિ જ્ઞાનેન સદૃશં પવિત્રમિહ વિદ્યતે ।** (ગીતા - ૪/૩૮)

જ્ઞાન વડે પાપોનો-અજ્ઞાનનો નાશ થઈ જાય છે. જેટલા દોષ છે તે બધા દોષ અજ્ઞાનને કારણે જ છે. દોષો હોવાનું મૂળ કારણ અજ્ઞાન જ છે. અજ્ઞાનને 'અવિદ્યા' પણ કહી શકાય છે. બધા દોષ અવિદ્યા-આશ્રિત હોય છે. મહર્ષિ પતંજલિ કહે છે કે અજ્ઞાનના અવિદ્યા વગેરે જે પાંચ ક્લેશ છે તેમનું મૂળ કારણ અવિદ્યા છે –

**અવિદ્યાસ્મિતારાગદ્વેષાભિનિવેશાઃ ક્લેશાઃ ।** (યોગસૂત્ર - ૨/૩)

સંસારમાં પાંચ ક્લેશ છે : (૧) અવિદ્યા (અજ્ઞાન), (૨) અસ્મિતા, (૩) રાગ, (૪) દ્વેષ અને (૫) અભિનિવેશ.

અસ્મિતાનું નામ જડ-બુદ્ધિ છે, જેમાં ચેતના સમાવિષ્ટ છે. ચેતન આત્મા અને જડ બુદ્ધિ આ બંનેની જે એકતા છે એનું નામ અસ્મિતા છે. આને અહંકાર નામ પણ આપી શકાય છે. અનુકૂળ પદાર્થમાં થનારા પ્રેમનું નામ રાગ છે અને પ્રતિકૂળ પદાર્થમાં થનારા પ્રેમનું નામ દ્વેષ છે. મૃત્યુ થવાના ભયનું નામ અભિનિવેશ છે. મહર્ષિ પતંજલિ કહે છે કે આ ચાર જે અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ (મૃત્યુનો ભય) છે એ બધાની જડ (મૂળ) અવિદ્યા છે –

**અવિદ્યા ક્ષેત્રમુત્તરેષામ્૦ ।** (પાતંજલીય યોગસૂત્ર - ૨/૪)

કારણનો નાશ થવાથી કાર્યનો નાશ આપોઆપ જ થઈ જાય છે. સુખ અને દુઃખની પ્રાપ્તિનું કારણ અવિદ્યા જ છે. મહર્ષિ પતંજલિ કહે છે – **'હેયં દુઃખમનાગતમ્।'** (પાતં. યોગસૂત્ર - ૨/૧૬) અનાગત – જે આવેલું નથી - આવનારું છે તેને અનાગત કહે છે; જે વીતી ગયું છે તેને અતીત કહે છે અને જે વિદ્યમાન છે તેને વર્તમાન કહે છે. અનાગત દુઃખ ત્યાજ્ય છે, તેનો ત્યાગ કરવો જોઈએ. જે વીતી ગયું છે તેનો શો ત્યાગ કરવાનો? તેનો તો આપોઆપ જ ત્યાગ થઈ ગયો છે. જે પ્રાપ્ત છે, વર્તમાનમાં જે વિદ્યમાન છે – ક્ષણમાં અતીત થનારું છે – ભૂત થનારું છે તેનો આપોઆપ જ ત્યાગ થઈ જશે.

તેથી, આવનારા દુઃખનો ત્યાગ કરવો જોઈએ. આ બાબત પર વિચાર કરીએ કે દુઃખ થવાનું કારણ શું છે? મહર્ષિ પતંજલિ કહે છે કે **'દ્રષ્ટ્રદૃશ્યયોઃ સંયોગો હેયહેતુઃ'** (પાતં. યોગસૂત્ર ૨/૧૭) 'ત્યજવાલાયક જે દુઃખ છે તેનું કારણ સંયોગ છે એટલે કે જડ અને ચેતનનો સંયોગ. જડ પ્રકૃતિને કહે છે તથા ચેતન પુરુષને કહે છે. ચેતન આત્મા અને જડ એવા આ બધા પદાર્થોનો જે સમૂહ છે – તેમનો જે સંયોગ છે, તેમની સાથે જે એકતા છે તે તેમનું કારણ છે.

સંયોગનું કારણ છે અવિદ્યા - અજ્ઞાન : **'તસ્ય હેતુરવિદ્યા'** (પાતં. યોગસૂત્ર - ૨/૨૪). તેના અભાવને **'તદભાવાત્ સંયોગાભાવો હાનમ્૦'** (પાતં. યોગસૂત્ર - ૨/૨૫) કહે છે અર્થાત્ તેના નાશથી બધા દોષોનો નાશ થઈ જાય છે. સંયોગ અને અસ્મિતા એક જ વસ્તુ છે. ત્યાં અસ્મિતા પછી રાગ-દ્વેષ છે. તેથી, મૂળમાં અસ્મિતા જ રાગ-દ્વેષ અને અભિનિવેશનું કારણ છે. અસ્મિતાનો નાશ થવાથી રાગ-દ્વેષ અને ભય - બધાનો નાશ થઈ જાય છે. કારણનો નાશ થવાથી કાર્યનો નાશ થઈ જાય છે. અહીં સાંસારિક સુખ-દુ:ખની જે પ્રાપ્તિ છે તેમાં પણ સંયોગ જ કારણ છે. સંયોગનો નાશ થવાથી સાંસારિક સુખ-દુ:ખોનો નાશ થઈ જાય છે. અહંકારનો નાશ થવાથી એટલે કે 'હું'નો નાશ થવાથી રાગ-દ્વેષ અને ભય - બધાનો નાશ થઈ જાય છે. 'હું' અવિદ્યાનું એક અંગ છે. અવિદ્યા એટલે અજ્ઞાન. અનાત્મ પદાર્થ દેહ છે, આત્મા નહીં. દેહમાં જે આત્મબુદ્ધિ છે તેનું જ નામ અવિદ્યા છે. દેહ વિશે એમ સમજવું કે દેહ મારો આત્મા છે, દેહ હું છું, આનું નામ અજ્ઞાન છે. દેહ નાશવંત છે, અનિત્ય છે અને એમાં જે નિત્ય-બુદ્ધિ છે કે હું હંમેશાં રહીશ તે બુદ્ધિનું જ નામ અવિદ્યા છે. દેહમાં પવિત્રતાનું જે અભિમાન છે કે હું પવિત્ર છું, આ પણ અવિદ્યા છે — અજ્ઞાન છે. પવિત્ર તો પરમાત્માનું સ્વરૂપ છે; પરમાત્મવિષયક જ્ઞાન પવિત્ર છે. શરીર તો મહા અપવિત્ર વસ્તુ છે. આ અપવિત્ર-સમૂહમાં પવિત્રતાની જે ભાવના છે એટલે કે શરીર બનીને એમ કહેવું કે હું પવિત્ર છું, શરીર હું છું — આ પણ અવિદ્યા છે. મારું શરીર એટલે કે હું પવિત્ર છું — આ પણ અવિદ્યા છે. સંસારના વિષય-ભોગોમાં જે સુખ-બુદ્ધિ છે તે પણ અવિદ્યા છે. સંસારના ભોગો પહેલાં તો અનિત્ય છે, નાશવંત છે અને તેમને જો સાચા સમજો છો તો એ દુ:ખરૂપ છે. આ દુ:ખની અંદર જે સુખ-બુદ્ધિ છે તે અવિદ્યા છે, વિપરીત જ્ઞાન છે. સંસારના વિષય-ભોગોમાં

સુખ-બુદ્ધિ, દેહની અંદર આત્મ-બુદ્ધિ અને આ નાશવંત તથા જડ પદાર્થોમાં નિત્ય-બુદ્ધિ, આ દેહ વગેરે અપવિત્ર પદાર્થોમાં પવિત્ર-બુદ્ધિ વગેરે જે વિપરીત ભાવના છે એનું નામ અવિદ્યા છે, એનું જ નામ અજ્ઞાન છે. એના નાશથી સુખ-શાંતિ મળી શકે છે અને તેનો નાશ યથાર્થ જ્ઞાનથી થઈ શકે છે. માટે, યથાર્થ જ્ઞાનની આવશ્યકતા છે. યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિનાં ઘણાંબધાં સાધન છે, તેમાં નિષ્કામભાવથી કર્મ કરવાં, ઈશ્વરની ભક્તિ કરવી એ પણ એક સાધન છે. એવાં ઘણાંબધાં સાધન છે કે જેમના પ્રત્યે ધ્યાન આપીને પોતાના જીવનને ઉચ્ચ કોટિનું બનાવવું જોઈએ.

મન ઘણું મૂરખ છે, દગાબાજ છે. આપણને ખરાબ બોધ આપતું રહે છે. ક્યારેક તો નિરાશા જન્માવે છે કે ભગવાનની પ્રાપ્તિ થવી એ કપરું છે, મુશ્કેલ છે, અસંભવ છે, જેથી માણસનું મન તૂટી જાય છે, પછી તે સાધનથી ઉપરત થઈ જાય છે. પરંતુ આ તેની મૂર્ખતા છે. મનમાં ઉત્સાહ રાખવો જોઈએ. ધીરતા, વીરતા, ગંભીરતા, નિર્ભયતા વગેરે ભાવ ઉત્પન્ન થવા જોઈએ, તેમની વૃદ્ધિ થવી જોઈએ. જો આ ભાવ નથી તો તે પુરુષ જ નથી, મનુષ્ય જ નથી, તેનામાં મનુષ્યતાનો અભાવ છે. આ બધા ભાવ ઈશ્વરના શરણે થવાથી આપોઆપ જ આવી જાય છે. જ્યારે એવો નિશ્ચય થઈ જાય છે કે ભગવાન છે અને મારા સુહૃદ છે, બધી જગ્યાએ છે, આપણા હિતૈષી છે, બધાના પરમ હિતૈષી છે - ત્યારે તેને પરમ શાંતિ મળી જાય છે. આવું ભગવાન કહે છે –

**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥** (ગીતા - ૫/૨૯)

ભગવાન હેતુરહિત દયાળુ, હેતુરહિત પ્રેમી છે, તેઓ આપણા છે, આપણા પરમ હિતૈષી છે, હંમેશાં આપણી પાસે રહે છે. જે આવું સમજે છે તેને ભય કેવી રીતે સતાવી શકે? તેની પાસે ભય આવી જ શકતો નથી. નાનું બાળક જ્યારે માનો આશ્રય લઈ લે છે, માના

ખોળામાં બેસી જાય છે ત્યારે બીજાં બાળકોથી ગભરાતું નથી, બિલાડી અથવા કૂતરાથી પણ તે બીતું નથી, કારણ કે તે માના ખોળામાં બેઠેલું છે. મા બધી રીતે તેનું રક્ષણ કરે છે. મા તો પોતાની શક્તિ અનુરૂપ જ તે બાળકનું રક્ષણ કરે છે, પરંતુ ભગવાન તો મા કરતાં પણ અધિક છે. મા સર્વશક્તિશાળી નથી, પરંતુ ભગવાન બધી રીતે સમર્થ છે. તેવા સામર્થ્યવાનના ખોળામાં બેસી જઈએ તો નિર્ભયતા આપોઆપ જ આવી જાય. પહેલાં માણસ જો મનથી બેસવા લાગે તો પછી આગળ જતાં પ્રત્યક્ષ પણ બેસી શકે છે. જ્યાં સુધી ભગવાનની પ્રાપ્તિ થતી હોતી નથી ત્યાં સુધી તેમનું દર્શન, સ્પર્શ, ભાષણ, વાર્તાલાપ બધું માનસિક જ થાય છે. ભગવાનને શરણે થઈને, તેમના ભરોસે નિર્ભર થઈને, આપણા હૃદયમાં ધીરતા, વીરતા, ગંભીરતા, નિર્ભયતાની વૃદ્ધિ અવશ્ય થવી જોઈએ. જે મનુષ્યમાં આ ગુણ નથી તે પોતાને પુરુષ કહે, પુરુષાર્થી કહે, પૌરુષવાળો કહે તો તેની ભૂલ છે. ભગવાનનો આશ્રય લઈને જે પુરુષાર્થ કરવામાં આવે છે તે અવશ્ય સફળ થાય છે. તેથી આપણે ભગવાનનો આશ્રય લઈને પ્રયત્ન કરવો જોઈએ.

સંસારના કોઈ પણ પદાર્થનો આશ્રય લેવો એ મૂર્ખતા છે. તેણે આગળ જતાં પશ્ચાત્તાપ કરવો પડે છે, કેમ કે તે છેતરનારી વાત છે. જેમ કે, કોઈ એવો આશ્રય લઈ લે કે મારી પાસે ઘણા રૂપિયા છે, તેના વ્યાજથી મારું કામ ચાલી જશે, બધું જ છોડીને એકાંતમાં જઈને હું ભજન-ધ્યાન કરું. તો, આ રૂપિયાનો જે આશ્રય છે તે મૂર્ખતા છે. કોઈ કારણથી એ રૂપિયા નષ્ટ થઈ ગયા અથવા તેને સરકારે લઈ લીધા અથવા આપણી સંપત્તિને આગ લાગી ગઈ અથવા ચોર-ડાકૂ લઈ ગયા તો પછી તેના અભાવમાં આપણે ઘણા દુઃખી થઈને મરીશું; કેમ કે આપણે મિથ્યા વસ્તુનો આશ્રય લીધો. મિથ્યા વસ્તુ રહેનારી નથી. આ પ્રકારનો આશ્રય લેવો એ મૂર્ખતા છે. આવી જ રીતે કોઈ મકાનનો આશ્રય લઈને એમ માને કે આના ભાડાથી મારું કામ ચાલશે

તો એ પણ મૂર્ખતા છે; કેમ કે મકાન પણ જડ વસ્તુ છે, નાશવંત છે, મિથ્યા છે, દગો દેનારી ચીજ છે. આવી જ રીતે કોઈએ કોઈ વ્યક્તિનો આશ્રય લઈ લીધો અને તેનું તત્ત્વ સમજ્યો નહીં તો તેમાં પણ છેતરામણીની વાત છે. જેમ કે, સ્ત્રી પોતાના પતિનો આશ્રય લઈ લે છે, પુત્ર અથવા શિષ્ય પોતાના માતા-પિતા અથવા ગુરુનો આશ્રય લઈ લે છે – આ વાસ્તવમાં યુક્તિસંગત છે. શાસ્ત્ર અનુસાર નિષ્કામભાવથી આવો આશ્રય લેવાય છે તો ચિંતાની વાત નથી; તેનો ઉદ્ધાર થઈ શકે છે, એટલા માટે કે તેનું તે સાધન છે. પરંતુ મૂર્ખતાને લીધે જો કોઈએ એવું જ પોતાના મનમાં કોઈના માટે માની લીધું, જેમ કે કોઈ દંભી, પાખંડી માણસ છે અને સમજી લીધું કે તેનાથી અમારો ઉદ્ધાર થઈ જશે તો તેનો આશ્રય કમજોર છે, કાચો છે; તે છેતરાઈ શકે છે. આશ્રય તો એક પરમાત્માનો જ લેવો જોઈએ, જેનાથી ક્યારેય છેતરાઈ શકાતું નથી. આશ્રય લેવા યોગ્ય તો પરમાત્મા જ છે, શરણ ગ્રહણ કરવા યોગ્ય તો પરમાત્મા જ છે, તેમનું જ શરણ લેવું જોઈએ. પરમાત્માને બાદ કરતાં સંસારના જેટલા પણ પદાર્થો છે, કોઈનું પણ શરણ લેવું જોઈએ નહીં. બલકે સિદ્ધાંત તો એ છે કે ધર્મનો આશ્રય માત્ર ન લેવો જોઈએ પરંતુ તેનું પાલન કરવું જોઈએ. ભગવાન અર્જુનને કહે છે કે 'અર્જુન! બધા ધર્મોનો આશ્રય છોડીને તું માત્ર મારા શરણે આવી જા.' –

**સર્વધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।** (ગીતા - ૧૮/૬૬)

તાત્પર્ય એ છે કે નિષ્કામભાવથી ધર્મનું પાલન કરવું એ ઘણું ઉત્તમ છે, પરંતુ તેના ઉપર નિર્ભર થવું જોઈએ નહીં. ધર્મનું પાલન તેનો આશ્રય છોડીને કરવું જોઈએ –

**અનાશ્રિતઃ કર્મફલં કાર્યં કર્મ કરોતિ યઃ ।**
**સ સંન્યાસી ચ યોગી ચ ન નિરગ્નિર્ન ચાક્રિયઃ ॥**

(ગીતા ૬/૧)

'કર્મોના ફળનો આશ્રય નહીં લઈને જે કર્મોનું આચરણ કરે છે તે જ યોગી અને સંન્યાસી છે. નથી તો અગ્નિને ત્યજનારો સંન્યાસી અને નથી તો ક્રિયાને ત્યજનારો યોગી સંન્યાસી.' કર્મોના ફળનો અને આસક્તિનો ત્યાગ કરીને, તેના આશ્રયથી રહિત થઈને પરમાત્માના ધ્યાનમાં નિત્ય રહેવું જોઈએ. **'ત્યક્ત્વા કર્મફલાસઙ્ગમ્'** (ગીતા - ૪/૨૦) જડ વસ્તુનો આશ્રય લેવો એ છેતરાવાની વસ્તુ છે. તેથી જડ વસ્તુનો આશ્રય ક્યારેય લેવો જોઈએ નહીં, તેનો ભરોસો ક્યારેય કરવો જોઈએ નહીં. આવી જ રીતે જો કોઈ પુરુષ એવો આશરો લઈ લે કે મારો દીકરો મને ખર્ચો મોકલતો રહેશે અને હું વનમાં એકાંતમાં રહીને ભજન-ધ્યાન કરીને પોતાનું જીવન વિતાવીશ, તો પોતાની જીવિકા માટે - પોતાના શરીર-નિર્વાહ માટે દીકરાનો જે આશરો છે તે પણ છેતરાવાની વસ્તુ છે. આજે તે રૂપિયા મોકલે છે, કાલે તે મરી ગયો તો કોણ મોકલશે? જૂઠો (મિથ્યા) આશ્રય છે. કાલે દીકરાનું મન બદલાઈ જાય તો જીવતે-જીવ પણ નહીં મોકલે. તેથી આશરો તો એક ભગવાનનો જ લેવો જોઈએ. જડ પદાર્થોનો, વ્યક્તિઓનો અથવા સાંસારિક પદાર્થોનો આશરો ક્યારેય લેવો જોઈએ નહીં. પોતાના શરીરના ભરોસે પણ નહીં રહેવું જોઈએ કે હું પોતે કમાઈને પોતાનું પેટ ભરીશ. બીજાઓનો આશરો લેવા કરતાં આ વાત ઠીક છે, પરંતુ તમે બીમાર પડી શકો છો, શરીરથી બેકાર (નકામા) થઈ શકો છો, અનાસક્ત થઈને જીવી શકો તો, શરીરનો આશરો લેવો એ પણ વ્યર્થ છે. પ્રારબ્ધનો આશરો પણ કામની વસ્તુ નથી; કેમ કે પ્રારબ્ધ સારું-ખોટું એમ મિશ્ર હોય છે અને પ્રરબ્ધ તત્ત્વ નહીં સમજવાને કારણે મનુષ્યમાં આળસ આવી જાય છે. તેથી, આશરો તો ક્યારેય કોઈનો પણ નહીં લેવો જોઈએ. શરીર-નિર્વાહ માટે કોઈ ભગવાનનો આશરો લે છે તો કોઈ દોષની વાત નથી, પરંતુ એક પ્રકારે મૂર્ખતા છે. આત્માના કલ્યાણ માટે, મુક્તિ માટે તો ભગવાનનો આશરો લેવો એ કોઈ દોષ

નથી, બલકે ઊંચી કક્ષાની વાત છે; અને તેનાથી પણ વધુ ઊંચી કક્ષાની વાત તો એ છે કે આત્માના કલ્યાણ માટે પણ આશરો લેવો જોઈએ નહીં; આત્માનું કલ્યાણ ભલે થાય કે ના થાય, તેની મનમાં કોઈ ઇચ્છા રાખવી જોઈએ નહીં; અને ન તો કોઈ ઉદ્દેશ્ય રાખવો જોઈએ કે ન તો તેની કોઈ પરવા કરવી જોઈએ. ઈશ્વરની ભક્તિ કરવી, તેમના શરણે થવું એ જીવનું કર્તવ્ય છે, માટે તેમના શરણે થવું જોઈએ, નહીં કે મુક્તિ માટે. દીકરાનું કર્તવ્ય છે માતા-પિતાની સેવા કરવી; મનુષ્યનું કર્તવ્ય છે ઈશ્વરની ભક્તિ કરવી, તેમના શરણે જવું, પરંતુ મુક્તિ માટે નહીં. ભગવાન ભલેને આપણને નરકમાં નાખી દે, કોઈ ચિંતાની વાત નથી, પરંતુ પોતાના કર્તવ્યથી ચૂકવું નહીં જોઈએ. આપણે આપણા કર્તવ્યનું પાલન કરતા રહીએ, ભગવાન ભલે પોતાના કર્તવ્યનું પાલન ન કરે. ભગવાન પણ પોતાના કર્તવ્યનું પાલન કરે, માટે આપણે આપણા કર્તવ્યનું પાલન કરીએ તો એ આપણી ઊણપ છે. આપણે જો નિષ્કામભાવથી પોતાના કર્તવ્યનું પાલન કરતા રહીશું, તેનો બદલો નહીં ઇચ્છીએ તો ભગવાન કહેશે કે આ મારો ભક્ત મારાથી પણ અધિક છે; તે કહે છે કે હું ભગવાનનો દાસ છું અને હું કહું છું કે આવા ભક્તોનો હું દાસ છું; જેઓને મુક્તિની પરવા નથી, કોઈ પણ વસ્તુની પરવા નથી, નિષ્કામભાવથી સેવા કરે છે એવા ભક્તોનો તો હું ઋણી છું. વાલ્મીકિ-રામાયણમાં ભગવાન શ્રીરામે હનુમાનને કહ્યું કે હનુમાન! હું તારો ઋણી છું, તેં મારાં ઘણાંબધાં કામ કર્યાં છે, મારા માથા ઉપર તારું ઋણ છે અને હું તે ઋણમાંથી મુક્ત પણ નથી થવા માગતો, કેમ કે તારા ઉપર કોઈ વિપત્તિ આવી પડે અને ત્યારે હું તારી મદદ કરું, ત્યારે હું તારાથી ઋણમુક્ત થાઉં એવું હું ઇચ્છતો નથી. હું તારા ઋણમાંથી મુક્ત થવા માટે તારી વિપત્તિ જોવા નથી માગતો. આ ભગવાનનો નિષ્કામભાવ છે, પરંતુ હનુમાનજી ક્યારેય ઇચ્છતા નથી કે ભગવાન મારા ઋણી રહે. જો ભક્ત આવું

માનવા લાગે તો એ તેની ભક્તિમાં ઊણપ છે.

તેથી આ વાતોને ધ્યાનમાં રાખીને આપણે ધનસંપત્તિના દાસ થઈને જીવવું જોઈએ નહીં. એવું જીવવું તેના કરતાં મરવું સારું. આ સાંભળીને તમે ક્યારેય આત્મહત્યા ન કરી લેતા. કહેવાનો ભાવ એવો છે કે આ પ્રકારનો નિષ્કામભાવ હૃદયમાં હોવો જોઈએ કે નિષ્કામભાવ વગર આપણું જીવવું આપણા માટે ભાર-રૂપ છે. આપણું આ રીતે સકામભાવથી સંસારમાં જીવવું એ મરવા કરતાં પણ ખરાબ છે એટલે કે નિમ્ન કોટિનું છે, ઘૃણા કરવાની વસ્તુ છે. આનો અભિપ્રાય એવો છે કે આ દોષ આપણાથી દૂર રહેવો જોઈએ. 'આના કરતાં મરવું સારું' એનો અભિપ્રાય એવો નથી કે આવું જીવીને શું કરવાનું, આત્મહત્યા કરીને મરી જ જઈએ તો સારું. આ મરવા માટે કહ્યું નથી, આવું કહ્યું તે એટલા માટે કે આવું જીવવું નિંદનીય છે. તેથી પોતાના જીવનને સફળ બનાવવું જોઈએ, ઉચ્ચ કોટિનું બનાવવું જોઈએ. ભગવાન કહે છે –

**મોર દાસ કહાઈ નર આસા । કરઈ તૌ કહહુ કહા બિસ્વાસા ।**

(રામચરિતમાનસ - ૭/૪૫/૩)

જો કોઈ વ્યક્તિ મારો દાસ કહેવડાવીને બીજા મનુષ્યોની આશા રાખે, તો તમે જ બતાવો કે તેને મારા ઉપર વિશ્વાસ ક્યાં રહ્યો? જે ભગવાન ઉપર નિર્ભર થઈ જાય છે તે નથી તો કોઈ મનુષ્યની પરવા કરતો અને નથી તો જડ પદાર્થોની, કે નથી તો મરવાની પણ પરવા કરતો ને નથી તો જીવવાની પરવા કરતો. તેના માટે બધાં સમાન છે. આ બધી વાતો તેણે પ્રભુ પર છોડી દીધી છે. ભગવાન તેને જેવી રીતે રાખે છે તેમાં તેને આનંદ પ્રતીત થાય છે. આવું જીવન ઉત્તમ જીવન છે. પોતાના જીવનનો આશરો, શરીરનિર્વાહનો આશરો કોઈ જડ પદાર્થને બનાવવો અથવા તો કોઈ પ્રાણીને - પોતાના પુત્રને અથવા પોતાના ભાઈને અથવા અન્ય કોઈને બનાવવો એ જ અથવા

કોઈ વસ્તુનો આશ્રય લેવો એ જ મૂર્ખતા છે. જો આ વિશેષ વાત સમજાતી નથી તો તેવી વ્યક્તિનું જીવન પ્રારબ્ધને આધીન છે. પ્રારબ્ધથી જ બધા જીવે છે, તેથી તેને પ્રારબ્ધ પર જ છોડી દેવો જોઈએ. પરંતુ પ્રારબ્ધ પર છોડી દેવાનો અભિપ્રાય એવો નહીં માનવો જોઈએ કે તે નકામો થઈ જાય. નિષ્ક્રિય થઈ જવું જોઈએ નહીં. આ કહેવાનો અભિપ્રાય નિષ્ક્રિય બનાવવાનો નથી. આ વાત ફળ માટે કહી છે. જે ઈશ્વરનું વિધાન છે તેના માટે એમ કહેવું છે કે આપણે જેવાં કર્મ કર્યાં હતાં, તે અનુસાર ઈશ્વરનું વિધાન બન્યું છે અને તે જ અનુસાર સુખ-દુ:ખ, લાભ-હાનિ, જય-પરાજય ભોગવવાં પડે છે. આટલા અંશને તો પ્રારબ્ધ પર છોડી દેવો જોઈએ. નવાં જે કર્મ કરવાનાં છે તેમને પ્રારબ્ધ પર છોડવાં જોઈએ નહીં. ભગવાન કહે છે - હે અર્જુન! તારો કર્મ કરવામાં અધિકાર છે, આ તારો હક છે, ફળમાં નહીં -

**કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ।** (ગીતા - ૨/૪૭)

તારે પોતાનું કર્તવ્ય સમજીને કર્મ કરવું જોઈએ. 'તારો કર્મ કરવામાં અધિકાર છે, કર્મના ફળમાં ક્યારેય અધિકાર નથી.' અધિકાર માનવો એ અનધિકાર ચેષ્ટા છે. અનધિકાર ચેષ્ટા કરવાથી કોઈ લાભ પણ નથી, કારણ કે સુખ-દુ:ખ, લાભ-હાનિ, જય-પરાજય વગેરેની પ્રાપ્તિ અને જીવન-મરણ એ બધું પ્રારબ્ધ ઉપર નિર્ભર કરે છે. તે પ્રારબ્ધનું નામ જ ઈશ્વરનું વિધાન છે. આ બધી વસ્તુઓ ઈશ્વરના વિધાન ઉપર છોડી દેવાથી કોઈ દોષ બનતો નથી. પોતાના કર્તવ્યના પાલન માટે આપણે કોની પાસેથી મદદ લઈએ? લીધા વગર જ ભગવાન મદદ કરી રહ્યા છે, મહાત્માઓ કરી રહ્યા છે, શાસ્ત્રો કરી રહ્યાં છે. તમારે એ સમજી લેવું જોઈએ કે આપણા વડે જે કાંઈ સારું કામ થઈ રહ્યું છે તેમાં ભગવાનનો હાથ છે, મહાપુરુષોનો હાથ છે અર્થાત્ તેઓ આપણને બધી રીતે મદદ કરવા માટે હંમેશાં તૈયાર જ રહે છે. તેમનો લાભ નથી ઉઠાવતા એમાં આપણા સ્વભાવનો દોષ

છે. તે આપણા માટે બાધક છે. તેને સુધારવો જોઈએ. આપણા સ્વભાવનો સુધારો શું ઈશ્વરની કૃપાથી અથવા મહાપુરુષોની કૃપાથી નહીં થાય? મહાપુરુષોની અને ઈશ્વરની કૃપાથી તો થશે જ. આપણે એમ માનવું જોઈએ કે જે કંઈ આપણામાં સારી વાત છે તે બધી તો ઈશ્વરની કૃપાથી થાય છે અને તેની કૃપાથી જ થશે, હું તો એમાં નિમિત્ત માત્ર છું; આવું સમજીને કર્મ કરવું જોઈએ. જેમ કે, ભગવાન ગીતામાં અર્જુનને કહે છે કે હે અર્જુન! આ પ્રતિપક્ષી સેનાના યોદ્ધાઓ મારા વડે મરાયેલા છે, તું નિમિત્તમાત્ર બન – **'નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્‌'** આવી રીતે આપણે નિમિત્તમાત્ર બનવું જોઈએ. જો અર્જુન ત્યાં નિમિત્તમાત્ર ના બન્યો હોત તો એ તેની મોટી ભૂલ ગણવામાં આવત. પરંતુ તે નિમિત્ત બની ગયો. જેવી રીતે રથી પોતાના સારથિના હાથમાં પોતાના ઘોડાઓની લગામ સોંપી દે છે તેવી જ રીતે આપણે નિમિત્તમાત્ર બની જવું જોઈએ અને પોતાનાં મન-ઈન્દ્રિયોની બધી લગામ ભગવાનને સોંપી દેવી જોઈએ. અર્જુને જેમ ભગવાનને સારથિ બનાવ્યા હતા તેવી જ રીતે સંસાર-સાગરમાંથી પાર ઊતરવાની યાત્રામાં આપણે ભગવાનને પોતાના સારથિ બનાવી પોતાની ઈન્દ્રિયોરૂપી ઘોડાઓની લગામ – મનની લગામ એટલે કે મનની વૃત્તિઓની લગામ ભગવાનના હાથમાં સોંપી દેવી જોઈએ. જેવું ભગવાન કહે તેવું કરવું જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણ યુદ્ધના સમયે અર્જુનને જેમ કહેતા હતા તેમ જ તે કરતો હતો. અન્ય-બીજા લોકો જે કંઈ કહેતા હતા તેમના તરફ ધ્યાન આપતો ન હતો; તેવી જ રીતે આપણે પણ મન, બુદ્ધિ, ઈન્દ્રિયોની લગામ ભગવાનના હાથમાં સોંપી દેવી જોઈએ. જેમ ભગવાન ચલાવે તેમ ચાલવું જોઈએ. કરેલા કાર્યમાં સફળતા મળતાં તેમાં ભગવાનની સહાય સમજવી જોઈએ. ભગવાનની મરજીમાં જ પોતાની મરજી મેળવી દેવી જોઈએ.

~~■~~

# મનુષ્ય-જીવનની સફળતાનો ઉપાય

દરેક મનુષ્યે માનવજીવન મેળવીને પોતાના આત્માનું કલ્યાણ અવશ્ય કરી લેવું જોઈએ. આ દુર્લભ માનવ-શરીર એટલા માટે જ મળ્યું છે. જો મનુષ્ય આમ નથી કરતો તો શાસ્ત્ર તેને આત્મઘાતી કહે છે –

**નૃદેહમાદ્યં સુલભં સુદુર્લભં પ્લવં સુકલ્પં ગુરુકર્ણધારમ્ ।**
**મયાનુકૂલેન નભસ્વતેરિતં પુમાન્ ભવાબ્ધિં ન તરેત્ સ આત્મહા ॥**

(શ્રીમદ્ભાગવત - ૧૧/૨૦/૧૭)

આ મનુષ્યશરીર સમસ્ત શુભ ફળોની પ્રાપ્તિનું મૂળ છે અને અત્યંત દુર્લભ હોવા છતાં પણ અનાયાસે સુલભ થઈ ગયું છે. આ સંસારસાગરમાંથી પાર ઊતરવા માટે આ એક સુદૃઢ નાવ છે. શરણ ગ્રહણ માત્રથી જ ગુરુદેવ એના નાવિક બનીને સૂકાનનું સંચાલન કરવા લાગે છે અને સ્મરણ માત્રથી જ હું અનુકૂળ વાયુરૂપે તેને લક્ષ્ય તરફ આગળ વધારું છું. આટલી સુવિધા હોવા છતાં પણ જે આ શરીર વડે સંસાર-સાગરમાંથી પાર ઊતરતો નથી તે તો પોતાના હાથે જ પોતાના આત્માનું હનન, અધઃપતન કરી રહ્યો છે.

આત્માનું કલ્યાણ ભગવાનના નામ-સ્મરણથી થાય છે. દરેક માણસ, ભલે તે ગૃહસ્થ હોય કે પછી બ્રહ્મચારી, વાનપ્રસ્થી હોય કે પછી સંન્યાસી, બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અથવા શૂદ્ર, કોઈ પણ હોય, બધા જ ભગવાનના નામ-સ્મરણ વડે આત્માનું કલ્યાણ કરી શકે છે. એનાથી બધાંનું કલ્યાણ થઈ શકે છે.

ભગવાન કહે છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા - ૮/૧૪)

'હે અર્જુન! જે મનુષ્ય મારામાં અનન્યચિત્ત થઈને હંમેશાં નિરંતર

મુજ પુરુષોત્તમનું સ્મરણ કરે છે તે નિત્ય-નિરંતર મારામાં યુક્ત થયેલા યોગી માટે હું સુલભ છું, અર્થાત્ એને સહજ રીતે જ પ્રાપ્ત થઈ જાઉં છું.'

આત્મ-કલ્યાણનો ભાવ સંસારમાંથી મુકિત પામવાનો છે. મુક્તિ પ્રાપ્ત કરવાનો મનુષ્યમાત્રનો અધિકાર છે.

જે લોકો એમ કહે છે કે મુક્તિ કોઈ વિશેષ વર્ણ અથવા વિશેષ આશ્રમ અથવા વિશેષ દેશ-કાળમાં જ થાય છે, તો તેમની વાતો ક્યારેય સાંભળવી જોઈએ નહીં અને માનવી જોઈએ નહીં. તેઓ પોતાનો સિદ્ધાંત પોતાની પાસે જ રાખે. આવાં જૂઠાં બંધનોમાં જકડાઈને તેમ જ સિદ્ધાંતો બનાવીને તેઓ પોતાનું અને મુક્તિનું પણ પતન કરે છે. તેથી એવા લોકોના બંધનમાં આવવું જોઈએ નહીં. આ બધાં જૂઠાં બંધન ભગવાને બનાવેલાં નથી. આ તો કેટલાક લોકોએ સ્વાર્થરત થઈને માત્ર પોતાની માન-પ્રતિષ્ઠા માટે બનાવી દીધાં છે. જે કંઈ હોય તે, પણ મુક્તિ માટે બધાંની સીમા ખુલ્લી છે; અને વળી આ કળિયુગમાં તો ભગવાનની ઉદારતાની કોઈ સીમા જ નથી. આવી સરસ તક મેળવીને જો આપણે મુક્તિથી વંચિત રહી જઈએ છીએ તો એમ સમજવું જોઈએ કે આપણું ઘણું મોટું દુર્ભાગ્ય છે. કોઈ પણ મનુષ્યનું કલ્યાણ થવું એ કોઈ મુશ્કેલ વાત નથી. અત્યંત સાધારણ જેવી વાત છે. મુક્તિ થવી એને આપણે મુશ્કેલ માની લીધું છે, આ કેવળ આપણા મનની નબળાઈ માત્ર છે, આ નુકસાનકારક વાત છે. તેથી એવો સિદ્ધાંત રાખવો જોઈએ કે પરમાત્માની પ્રાપ્તિ - મુક્તિની પ્રાપ્તિ મનુષ્ય માટે કોઈ મુશ્કેલ કામ નથી. મનુષ્ય ભલેને ગમે તેવો પણ હોય, પાપીઓમાં પણ પાપી તથા મૂર્ખોમાં પણ મૂર્ખ કેમ ન હોય, પણ એનો ઉદ્ધાર બહુ જ જલદી - શીઘ્રાતિશીઘ્ર થઈ શકે છે. આપણે રૂપિયા કમાવા માટે જેટલો પરિશ્રમ કરવો પડે છે, ભગવાનની પ્રાપ્તિ કરવામાં તે રીતે તેટલો પરિશ્રમ કરવો પડતો નથી, એક પૈસો પણ ખર્ચવો પડતો નથી અને સમય પણ ઘણો ઓછો લાગે છે. ભગવાનની પ્રાપ્તિ નહીં થવાથી આપણે અજ્ઞાનને લીધે

જે એવું માની બેસીએ છીએ કે આપણા ઉપર ભગવાનની દયા નથી, ભગવાનનો આપણા ઉપર કોપ છે, એ તો ભગવાન ઉપર કલંકનો આરોપ લગાવવો કહેવાય.

ભગવાનની આપણા ઉપર ઘણી ભારે દયા છે, ભગવાનની દયાની તો કોઈ સીમા જ નથી. ભગવાનની ઘણી ભારે દયાનું જ એ પરિણામ છે કે ભગવાને આપણને આવાં દેશ-કાળ-સ્થાન તેમ જ બુદ્ધિ પ્રદાન કર્યાં છે. તેમ છતાં પણ જો આપણે ભગવાનને કલંક લગાડીએ છીએ, એમને દોષિત ગણીએ છીએ તો એ ઉચિત નથી. આમ છતાં પણ ભગવાન આપણી વાતો ઉપર ધ્યાન નથી આપતા, કેમ કે તેઓ સમજે છે કે આ બધા નાદાન છે. માતા-પિતા ઉપર સંતાન દ્વારા લાંછન લગાડાય તો માતા-પિતા સંતાનને ઘરમાંથી કાઢી શકે છે અથવા તેનો ત્યાગ કરી શકે છે, પરંતુ ભગવાન આપણને નહીં તો ઘરમાંથી પણ કાઢશે અને નહીં તો આપણા ઉપર કૃપા કરવાનું પણ બંધ કરશે.

મહાત્મા અને ભગવાન – એમનો એવો નિયમ છે કે તેઓ લોકો સાથે, ભલે પછી કોઈ કેવું પણ હોય, સંબંધ જોડવાનું જાણે છે, તોડવાનું જાણતા નથી. પરંતુ જો કોઈ જાતે જ તેમનાથી સંબંધ તોડવા માગે તો તેઓ શું કરે? સાધુ, ધર્મરાજ અને ઈશ્વર – આ ત્રણેય ઉચ્ચ કોટિના હોય છે, તેઓ ક્યારેય કોઈનું અનિષ્ટ ઇચ્છતા નથી, બધાંનું હિત જ ઇચ્છે છે. બાળક કેટલુંય કુપાત્ર કેમ ન હોય, પરંતુ મા-બાપ ક્યારેય કુપાત્ર થતાં નથી. મા-બાપમાં તો ક્યારેક-ક્યારેક સ્વાર્થ-બુદ્ધિ થઈ જવાને કારણે દોષ પણ જોવા મળે છે, પરંતુ એમનામાં (મહાત્મા અને ભગવાનમાં) આવું જોવા મળતું નથી.

સૌથી ઉત્તમ વાત એ છે કે બધાં પરમાત્માનું જ સ્વરૂપ છે એમ સમજીને હંમેશાં આનંદમાં મુગ્ધ થવું જોઈએ. જે પણ કંઈ છે તે બધું ભગવાનનું જ સ્વરૂપ છે.

ભગવાન કહે છે –

**બહુનાં જન્મનામન્તે જ્ઞાનવાન્માં પ્રપદ્યતે ।**
**વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સુદુર્લભઃ ॥**
(ગીતા - ૭/૧૯)

'ઘણા જન્મો પછી અંતિમ જન્મમાં તત્ત્વજ્ઞાન પામેલો જે મનુષ્ય 'સર્વ કાંઈ વાસુદેવ જ છે' – આવી રીતે મને ભજે છે તે મહાત્મા અત્યંત દુર્લભ છે.' તેથી આપણે પણ સમજી લેવું જોઈએ કે આ જ આપણો પણ અંતિમ જન્મ છે, આના પછી આપણે બીજો જન્મ નહીં લેવો પડે એવો વિશ્વાસ કરી લેવો જોઈએ. વિશ્વાસ જ ફળદાયક થાય છે. આવા પ્રકારનો વિશ્વાસ કરી લેવામાં તમારું શું નુકસાન જવાનું? આવો વિશ્વાસ કરવાથી આપણને મુક્તિ મળે અથવા ન મળે, પણ માની લેવાથી કોઈ નુકસાન તો છે જ નહીં.

ઘણા સમય પહેલાંની એક વાત છે. આપણા દેશ મારવાડમાં રાજપૂત લોકો હતા. તે લોકોને ફતેહપુરના નવાબે પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહ્યું કે 'તમે બધા મુસલમાન બની જાઓ.' તે લોકોએ મુસલમાન બનવાનો ઈન્કાર કર્યો, ત્યારે નવાબે રાજપૂતોને કહ્યું, 'જો તમે લોકો મુસલમાન બનવા નથી ઈચ્છતા તો ના બનશો, પરંતુ મર્દુમશુમારી (વસ્તીગણતરી)માં તમે મુસલમાનોની સાથે પોતાનું નામ લખાવી દો. આટલી વાત તમે અમારી માની લો. તમારો જે ધર્મ છે તેનું તમે એવી રીતે જ પાલન કરો, એમાં કોઈ પ્રકારનો રોક-ટોક નહીં થાય.' તેઓ બિચારા સમજ્યા કે મુસલમાનોના લિસ્ટમાં નામ લખાવવામાં આપણને વાંધો જ શો છે? આપણે રાજપૂત હિંદુ-ધર્મનું પાલન કરીશું. તે લોકોએ નવાબની વાત માની લીધી અને પોતાનાં નામ મુસલમાનોના લિસ્ટમાં મુકાવી દીધાં. તેઓ પોતાના ધર્મનું પાલન પણ કરતા રહ્યા. અંતે તેઓ કટ્ટર (ચુસ્ત) મુસલમાન બની ગયા, જેઓ આજે 'ક્યામખાની' નામે પ્રસિદ્ધ છે. થોડા દિવસો સુધી વિવાહ-લગ્ન વગેરે તો પોતાની પરંપરા અનુસાર થતાં ચાલ્યાં, પછી તે પણ ધીરે-ધીરે બંધ થઈ ગયું અને તમામ પરંપરાઓ ખતમ થઈ ગઈ. માની

લેવાનું આ પરિણામ છે.

આવી જ વાત ગંગાજીના શરણમાં જવાની છે. ગંગાજીના શરણમાં જવાથી બહુ જલદી ઉદ્ધાર થઈ જાય છે. ગંગાજીમાં સ્નાન કરવાથી પાપોનો નાશ થઈ જાય છે અને મુક્તિ થઈ જાય છે એવું માનવામાં આવે છે. આપણે ગંગાજીમાં સ્નાન કરીએ છીએ, ગંગાજળનું પાન તો કરીએ જ છીએ – આ વાતમાં તો કોઈ ઊણપ છે જ નહીં, ઊણપ છે કેવળ નહીં માનવાની. જો માની લઈએ કે ગંગાસ્નાનથી મુક્તિ થઈ જાય છે તો નિશ્ચય જ મુક્તિ થઈ શકે છે.

પરમાત્માને પ્રાપ્ત કરવા માટે બે પ્રકારનાં સાધન બતાવવામાં આવ્યાં છે –

પહેલું સાધન છે સંસારમાં બધા લોકોને પરમાત્માનું સ્વરૂપ સમજવાં અને બીજું સાધન છે આ જ જન્મને અંતિમ જન્મ સમજી લેવો.

ચોર્યાશી લાખ યોનિઓ પછી આ જે મનુષ્યશરીર આપણને મળ્યું છે તેને જ છેલ્લો જન્મ સમજવો જોઈએ. આ મનુષ્ય-જન્મ મેળવીને પણ જો આપણું કલ્યાણ ન થયું તો એ ઘણી શરમની વાત છે. આપણે જો મનુષ્ય-જન્મને યોગ્ય ન હોત તો ભગવાન આપણને મનુષ્ય-જન્મ શા માટે આપત? ભગવાને ઇચ્છ્યું હોત તો આપણને વાનર, ગધેડું, કૂતરું, તિર્યક્ – કોઈ પણ યોનિમાં જન્મ આપી શક્યા હોત. તેમની આપણને જન્મ આપવામાં સ્વતંત્રતા હતી. ભગવાન આપણને જેવું શરીર આપત તેમાં આપણને શું વાંધો હોત? ભગવાને પોતાની ઇચ્છાથી આપણને જે પણ જન્મ આપ્યો તેવા આપણે બની ગયા. જો જન્મ લેવામાં સૌની ઇચ્છા અથવા સ્વતંત્રતા હોત તો પછી બધા લોકો મનુષ્યજન્મ લેવાનું જ પસંદ કરત. ભલેને મનુષ્યજન્મ લઈને ભૂખે જ મરવું પડત. આ ગધેડું, કૂતરું વગેરે યોનિઓને તો કોઈ પણ પસંદ નથી કરતું.

ચોર્યાશી લાખ યોનિઓમાં માત્ર મનુષ્યશરીર દ્વારા જ ભગવાનની

પ્રાપ્તિ થઈ શકે છે. તેથી 'આ મનુષ્યજન્મ જ બધા જન્મોનો અંતિમ જન્મ છે. આ મનુષ્યજન્મ જ આગળના ઘણાબધા જન્મોનો અંત કરનારો છે' – આવો વિશ્વાસ કરી લેવો જોઈએ. માની લેવાથી કલ્યાણ થઈ શકે છે, એમાં કોઈ પણ પ્રકારની શંકા નહીં થવી જોઈએ.

જે કંઈ થઈ રહ્યું છે તે બધું ભગવાનની લીલા થઈ રહી છે. તમે સિનેમા-થિયેટર–નાટક વગેરેમાં જઈને જે લીલા જોતા રહો તે લીલા તો મનુષ્યોએ બનાવેલી બનાવટી લીલા છે. પરંતુ આ બધું જે કંઈ ભગવાનની ઇચ્છાથી થઈ રહ્યું છે, તે મનુષ્યની બનાવેલી લીલા નથી. આ બધું ભગવાનની લીલા છે તેને અસલી લીલા સમજીને આનંદમગ્ન થવું જોઈએ. આ પ્રકારનો ભાવ થવાથી આપણામાં રાગ-દ્વેષનો અભાવ થઈ જશે અને રાગ-દ્વેષ નહીં રહેવાથી કામ તથા ક્રોધનો આપોઆપ જ નાશ થઈ જશે; કારણ કે રાગ-દ્વેષથી જ કામ અને ક્રોધની ઉત્પત્તિ થાય છે. તેથી સૌને ભગવાનની લીલા સમજી લેવાથી રાગ-દ્વેષનો અભાવ થાય છે અને તેથી કામ તથા ક્રોધનો નાશ થાય છે. આટલી જ વાત નથી, બલકે તેમનો નાશ થવાની સાથે-સાથે આપણા મનમાં જે ઈર્ષ્યા, ભય, વેર વગેરે હોય છે તેમની પણ સાથે-સાથે સમાપ્તિ થઈ જાય છે. તેથી આ જે કંઈ પણ ચેષ્ટા (કાર્ય) થાય છે તે બધું ભગવાનની જ લીલા છે, આવું માનવું અને ભાવ રાખવો એ ખૂબ જ કીમતી વસ્તુ છે. આ ઉપરાંત, જો તમે માની લીધું કે આ બધી ભગવાનની લીલા થઈ રહી છે, તો આવું માની લેવાથી તમને એવા પ્રકારની સુખ-શાંતિ તથા આનંદની પ્રાપ્તિ થશે, જે આજ સુધી ચોક્કસ જ તમને આખા જનમારામાં નથી મળી. હું તમને નિશ્ચિતપણે કહી શકું કે આ રીતે બધામાં બધા પ્રકારની ચેષ્ટાને ભગવાનની લીલા સમજી લેવાથી તમને તે શાંતિ મળશે કે જે આજ સુધી મળી નથી. આ શાંતિ ત્યાં સુધી મળતી રહેશે કે જ્યાં સુધી તમે બધી ચેષ્ટાઓને ભગવાનની લીલા માનતા રહેશો. આ રીતે આ ત્રણ વાતો થઈ ગઈ –

(૧) આ જે કંઈ પણ છે તે પરમાત્માનું સ્વરૂપ છે.

(૨) આ મનુષ્ય-જન્મ બધા જન્મોનો અંતિમ જન્મ છે. આ જન્મ પછી આપણે બીજો જન્મ નહીં લેવો પડે. આ માનવ-શરીર આપણને ભગવાનની દયાથી મળ્યું છે. જ્યારે ભગવાનની જ આપણા ઉપર આટલી ભારે દયા છે, તોપણ શું આપણું કલ્યાણ થવામાં કોઈ પ્રકારનો સંદેહ છે? આવું ક્યારેય નહીં માનવું જોઈએ.

(૩) 'જે કંઈ પણ ચેષ્ટાઓ થઈ રહી છે તે બધી ભગવાનની લીલા થઈ રહી છે' - એવું સમજીને તમે લીલા જોતા રહો.

આવી રીતે આ ત્રણ વાતો, કેવળ માનવાથી જ કલ્યાણ કરનારી છે.

હવેની ત્રણ વાતો એવી છે કે જેને માનીને કાર્યાન્વિત કરવી જોઈએ. આમાં પરિશ્રમ બહુ થોડો છે, પણ લાભ વધારે છે. બહુ ઓછો પરિશ્રમ હોવાની સાથે-સાથે એમાં લાભની કોઈ સીમા નથી.

તમારા ઘરમાં અથવા બહાર જે કોઈ પણ તમારાથી મોટું હોય, કોઈ પણ પ્રકારે - અવસ્થા (વય), જ્ઞાન, આચરણ, પદ, વર્ણ અને આશ્રમ અથવા કોઈ પણ પ્રકારે મોટું હોય તેમને પ્રાતઃકાળે ઊઠ્યા પછી અને સ્નાન કર્યા પછી નમ્રતાપૂર્વક તેમની પાસે જઈને નમસ્કાર કરી લેવા જોઈએ. આ બધું એક મિનિટનું કામ છે. કોઈ મુશ્કેલ કામ નથી. બસ, નમસ્કાર જ તો કરવાના છે, એમાં શો પરિશ્રમ પડવાનો છે. પોતાનાથી મોટાંઓને પ્રતિદિન નિષ્કામભાવે નમસ્કાર કરવાથી અહંકારનો નાશ થાય છે. અહંકારનો નાશ થવાની સાથે જ, પરસ્પરમાં ઘરમાં જે લડાઈ-ઝઘડા તથા વૈમનસ્ય વગેરે હોય છે તે પણ શાંત થઈ જાય છે. કારણ કે, આ પરિપાટી (નિયમ)થી ઘણું કરીને એકબીજાની લડાઈ બંધ થઈ જાય છે; ખુન્નસ ખતમ થઈ જાય છે; નમસ્કાર કરવા એ ક્ષમા કરવાનું એક માધ્યમ બની જાય છે. જ્યારે તમે હંમેશાં જ નમસ્કાર કરશો ત્યારે તમારાથી કોઈ પણ પ્રકારનો અપરાધ નહીં થાય. જ્યારે અપરાધ જ નહીં થાય ત્યારે ક્ષમા કરવાનો તો કોઈ પ્રશ્ન જ પેદા થતો નથી. આવી રીતે દરરોજ નમસ્કાર કરવાથી તમારાથી ભૂલ

થશે નહીં અને ઘરમાં લડાઈ-ઝઘડા થશે નહીં. એ બધાં અનિષ્ટો ઘરમાંથી વિદાય થઈ જશે. જો તમે પૂજ્યોને સાષ્ટાંગ નમસ્કાર કરશો તો મોટેરાંઓના આશીર્વાદને કારણે તમારી ઉંમર, વિદ્યા, કીર્તિ અને બળની વૃદ્ધિ થશે. એ તો તમે પ્રત્યક્ષ જોતા જ હશો કે આવી રીતે પ્રણામ - નમસ્કાર કરનારા માટે આપણે શું કહીએ છીએ? – આ છોકરો ખૂબ સારો છે, ખૂબ વિનયી તથા ઘણો સુશીલ છે અને ખૂબ જ સુંદર સ્વભાવનો છે, પોતાનાં મા-બાપ, ગુરુજનો તેમ જ મોટેરાંઓને દરરોજ નમસ્કાર કરે છે. આ રીતે નમસ્કાર કરવાથી પ્રત્યક્ષમાં યશની પ્રાપ્તિ થાય છે. નમસ્કાર કરવાથી માતા-પિતા, ગુરુજનોને સંતોષ થાય છે, જેથી તેઓ આશીર્વાદ આપે છે કે જેના ફળસ્વરૂપે ઉંમર, વિદ્યા, યશ તેમ જ બળની વૃદ્ધિ થાય છે. નમસ્કાર કરવા એ ધર્મનું એક ખાસ અંગ છે. ભગવાન પણ સ્પષ્ટ કહે છે - **'દેવદ્વિજગુરુપ્રાજ્ઞપૂજનમ્'** (ગીતા - ૧૭/૧૪) દેવતા, બ્રાહ્મણ, ગુરુ તેમ જ પ્રાજ્ઞ (વિદ્વાન) - એમનું પૂજન કરવું. નમસ્કાર કરવા, સેવા કરવી એ કેવી ઉચ્ચ કોટિની ચીજ છે! લોકોને પોતાનાં પૂજ્યોને નમસ્કાર કરવામાં પાપ, ભય, શંકા-સંકોચ વગેરે જે વ્યર્થમાં જ થાય છે તેમને મનમાંથી સર્વથા દૂર કરી દેવાં જોઈએ. પૂજ્યોને પ્રણામ કરવામાં આપણને જે લજ્જા-સંકોચ-શરમની પ્રતીતિ થાય છે તે નરકમાં નાખનારી છે. તેથી આ લજ્જા-શરમને આગ લગાડી દેવી જોઈએ. સારાં કામ કરવામાં ક્યારેય, ભૂલથી પણ સંકોચ-શરમ રાખવાં જોઈએ નહીં. શરમ તો જૂઠ-કપટ-ચોરી-વ્યભિચાર કરવામાં તથા માંસ-મદિરાના સેવનમાં અને દંભ-પાખંડ – આ બધા અવગુણો-દુર્ગુણો-દુરાચારોનું આચરણ કરવામાં રાખવી જોઈએ. આ બધાં શરમ રાખવાનાં સ્થાન છે. શ્રેષ્ઠ કામોમાં - પૂજ્યોને નમસ્કાર કરવા વગેરેમાં તથા કલ્યાણ કરનારાં અન્ય કાર્યોમાં શરમ રાખવી એ નરકમાં નાખનારી વાત છે. જેમ કે ઉત્તમ કર્મ કરવામાં ગાયત્રી-જપ તેમ જ સંધ્યા કરવાની ઈચ્છા તો થાય છે પરંતુ સંકોચ-શરમ આવે છે કે જોનારા શું કહેશે? – એવી રીતે દુઃખી-દીન-

અનાથોની સેવા કરવામાં પણ શરમ આવતી હોય છે, મોટેરાંઓને નમસ્કાર કરવામાં પણ શરમ આવે છે. સારાં કામો કરવામાં શરમ આવવાથી સારાં કામો કરવામાં વ્યવધાન (વિઘ્ન-અડચણ) આવે છે, જે કલ્યાણ કરવામાં આફત બનીને નરકમાં લઈ જવાનું કામ કરે છે. એનો ત્યાગ કરી દેવો જોઈએ.

કોઈની પણ સાથે તમારો મેળાપ થાય ત્યારે એમની સાથે હસીને બોલવું જોઈએ. તેમની સાથે વાતચીત કરતી વખતે એમને સંતોષ કરાવવાની કોશિશ કરવી જોઈએ. આ ઘણું મહત્ત્વપૂર્ણ છે. આમાં કોઈ પણ પ્રકારનો પરિશ્રમ પડતો નથી.

જે કામ કરવાથી કોઈના આત્માને દુઃખ પહોંચે તે કામ ક્યારેય કરવું જોઈએ નહીં. આમાં પણ કોઈ પરિશ્રમ પડતો નથી. આથી તો પરિશ્રમ કરવાનો જ ત્યાગ થઈ જાય છે. પેલું કામ કરવામાં જે પરિશ્રમ કરવો પડ્યો હોત તે કરવો પડ્યો નહીં અને સમયની પણ બચત થઈ ગઈ.

આવી રીતે જેટલા સાંસારિક ભોગ-પદાર્થો છે તે તમામ સાંસારિક ભોગોનો ત્યાગ કરી દેવો જોઈએ. એમનો ત્યાગ કરવામાં પણ કોઈ પ્રકારનો પરિશ્રમ કરવો પડતો નથી, બલકે તેમાં પણ પરિશ્રમનો ત્યાગ જ છે. વસ્તુતઃ ભોગોને ભોગવવામાં જ પરિશ્રમ કરવો પડે છે, એમનો ત્યાગ કરવામાં કોઈ પ્રકારનો પરિશ્રમ કરવો પડતો નથી. ભોગોને ભોગવવામાં - ભોગકર્મ કરવામાં જ પરિશ્રમ કરવો પડે છે. જો તમે કોઈ પણ કામ કરો છો અને પછી તેને છોડી દો છો, તો તમારો પરિશ્રમ - મહેનતનું કામ ખતમ થયું કે વધ્યું? પરિશ્રમ તો સોળે આની ખતમ થઈ ગયો, કેમ કે સંસારના જેટલા પણ પ્રકારના ભોગનાં જે સાધનો છે તેમની સિદ્ધિ આશા કર્યા વગર થઈ શકતી નથી. આશામાં પરિશ્રમ તથા તેની સાથે સાથે છળ-કપટ વગેરે પાપ-કર્મ પણ કરવાં પડે છે. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે, અર્જુન! સંસારના બધા આરંભ અર્થાત્ ક્રિયાઓ અગ્નિમાંના ધુમાડાની જેમ

દોષથી પરિપૂર્ણ છે, પાપથી પરિપૂર્ણ છે –
**સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતાઃ ॥** (ગીતા - ૧૮/૪૮)

તેથી આ બધા પ્રકારનાં કાર્યોનો ત્યાગ કરવાની સાથે જ, પરિશ્રમ ઘટવાની સાથે-સાથે જ એ કર્મોથી થનારાં પાપ-કર્મો પણ ઘટી જાય છે. સાધુ લોકોને અને સંન્યાસાશ્રમમાં એવો આદેશ આપવામાં આવે છે કે તેમણે બધા પ્રારંભોનો-કર્મોનો બહાર અને અંદરથી સ્વરૂપતઃ ત્યાગ કરી દેવો જોઈએ. તાત્પર્ય એ છે કે પ્રારંભોનો બહારથી અને અંદરથી ત્યાગ કરી દેવો જોઈએ. જો કોઈ અંદરથી તેમનો ત્યાગ કરીને બહારથી તે કર્મો કરે છે તોપણ તેને અંતમાં ત્યાગ કરવામાં તકલીફ નહીં થાય; પરંતુ જો મનથી ત્યાગ નથી કર્યો અને બહારથી દેખાડા માટે ત્યાગ કર્યો છે તો તેમાં તો મુશ્કેલી જ છે. તેથી બહાર અને અંદરથી કર્મોનો ત્યાગ કરી દેવો એ જ વાસ્તવમાં ઉચ્ચ કોટિનો ત્યાગ છે. ગૃહસ્થાશ્રમ માટે બહારનાં કર્મોનો ત્યાગ કરવાનું શાસ્ત્રસંમત નથી. બહાર અને અંદરનાં કર્મોનો ત્યાગ તો સાધુઓ માટે બતાવવામાં આવ્યો છે. સાધુ માટે બતાવવામાં આવ્યું છે કે તેણે કેવા બનવું જોઈએ.

સાધુએ આંખોથી આંધળા જેવા, કાનોથી બહેરા જેવા, હાથોથી લૂલા જેવા, પગથી પંગુ (લંગડા) જેવા, વાણીથી મૂંગા જેવા થવું જોઈએ. આનો મતલબ એ છે કે સાધુઓ માટે બધા આરંભોનો ત્યાગ કરવાની વાત કહેવામાં આવી છે. કાનોથી બહેરા જેવા બનવાનો ભાવ એ છે કે સાધુએ ભગવત્-ચર્ચા સિવાય બીજી કોઈ વાત સાંભળવી ન જોઈએ; દુનિયા ભલેને ગમે તે કહેતી રહે.

શ્રીજડભરતજી મહારાજ પોતાના પૂર્વજન્મની વાતો જાણતા હતા. તેઓ પોતાના ગૃહસ્થાશ્રમમાં રહેતા હોવા છતાં, પરિશ્રમ કરતા હોવા છતાં પણ આ બધાં કર્મોથી વાસ્તવમાં એટલા ઉપરામ હતા કે જડ જેવા થઈ ગયા હતા. તેથી તેમનું નામ જડભરત થઈ ગયું. તેમનાં બધાં આચરણ ઉપરામ-જડની જેમ થતાં હતાં. ઘરવાળાંઓએ જડભરતને વિદ્યા ભણાવવાની કોશિશ કરી. તેમને કહેવામાં આવતું કે બોલો 'ક,

ખ, ગ, ઘ, ઙ', તો તેમના કહેવાથી તેઓ પણ બોલી નાખતા – 'ક, ખ, ગ, ઘ, ઙ.' બીજા દિવસે જ્યારે ભણવાનો ક્રમ આગળ વધારવાની વાત આવતી ત્યારે પૂછવામાં આવતું કે શું કાલનો પાઠ યાદ થયો? જડભરત ચૂપ રહેતા. પછી પૂછવામાં આવતું, શું કાલની વાત - કાલનો પાઠ બધો ભૂલી ગયા? આવી રીતે દરરોજ ભણાવતા 'ક, ખ, ગ, ઘ, ઙ.' અને દરરોજ પાછળનો પાઠ પૂછતા, પરંતુ બધું સફાચટ! ઘરવાળાંઓએ સમજી લીધું કે જ્યારે આટલો ભારે પરિશ્રમ કરવા છતાં પણ આ પૂરી વર્ણમાળા નથી શીખી શક્યો તો આ શું ભણવાનો? ઘરવાળાંઓએ હેરાન થઈ જડભરતને ભણાવવાની કોશિશ જ છોડી દીધી. ઘરવાળાંઓએ વિચાર્યું કે આ વાંચવા-લખવાનું તો કરશે નહીં તો હવે તેની પાસે ખેતીનું કામ કરાવવું જોઈએ. જડભરત ખેતરમાં જતા અને ખેતરમાં જ બેઠેલા રહેતા. તેમને કોઈનીય સાથે કોઈ સંબંધ નહીં, જડભરત હતા ને! જડભરતની સ્થિતિ જોઈને ઘરવાળાંઓએ કહ્યું કે જો તારાથી બીજું કશું થઈ શકતું નથી તો ખેતરમાં જ રહે અને ત્યાં આપણા ખેતરમાં ગાય-ભેંસ વગેરે જે પશુઓ ચરવા આવે, તો લાકડી લઈને એમને આપણા ખેતરમાંથી હાંકી કાઢીને બીજાના ખેતરમાં તગેડી મૂકતો રહેજે.

એક બાજુ જડભરતનું ખેતર હતું અને તેની બાજુમાં બીજાનું ખેતર. પશુ વગેરે જ્યારે ચરવા આવતાં ત્યારે જડભરત તેમને બીજાના ખેતરમાં તગેડી મૂકવાને બદલે પોતાના જ ખેતર તરફ તગેડી મૂક્યા કરતો. બીજા દિવસે ઘરવાળાંઓએ જઈને જોયું તો પોતાના ખેતરમાં ગાય-ભેસોનું ટોળું છે અને બધું ખેતર સાફ કરી રહ્યું છે. ઘરવાળાંઓએ જડભરતને કહ્યું કે તને કહેવામાં આવ્યું હતું કે ચરવા માટે આવનારાં પશુઓને બીજાના ખેતરમા હાંકી કાઢવાં, તો આપણા ખેતરમાં શા માટે ઘુસાડ્યાં છે? જડભરતે કહ્યું કે 'તમે એવું કહ્યું હતું કે આ હાથમાં લાકડી રાખજે અને પશુઓને તગેડી મૂક્યા કરજે, તો મેં પશુઓને તગેડી મૂક્યાં!' ત્યારે ઘરવાળાંઓએ કહ્યું કે 'મૂર્ખ, આ તો આપણું ખેતર છે,

તને તો બીજાના ખેતરમાં તગેડી મૂકવાનું કહેવામાં આવ્યું હતું.' આ સાંભળીને જડભરત હસવા લાગતા અને ઘરવાળાંઓને પૂછતા કે 'પોતાનું અને બીજાનું એ વળી શી ચીજ છે?' ઘરવાળાંઓએ જડભરતને કહ્યું – 'મૂર્ખ તને એટલું પણ જ્ઞાન નથી કે આ આપણું ખેતર છે અને પેલું બીજાનું - પારકાનું છે.' [આવા જ્ઞાનમાં જ તો ખરાબી હતી!] ત્યારપછી તો ઘરવાળાંઓએ જડભરતને ખેતરનું કામ પણ છોડાવી દીધું. પછી ઘરવાળાંઓએ જડભરતને આદેશ આપ્યો કે તું ખેતરમાં ક્યારી બનાવ. જડભરતે કહ્યું - 'ક્યારી એટલે શું?' ઘરવાળાંઓએ કહ્યું - 'મૂર્ખ, શું તું ક્યારી નથી સમજતો. જો, પેલી સામે જે ઊંચી જગ્યા છે, તેને પાવડો લઈને ખોદીને તેને ખાડામાં નાખ અને તેને ચારે બાજુથી બરાબર કર.' બે-ચાર પાવડા માટી ઉપાવીને તેની ક્યારી બનાવીને બતાવ્યું કે આવી રીતે ક્યારી બને છે. જડભરતના 'બરાબર છે' એમ કહેવાથી ઘરવાળાં જડભરતને ક્યારી બનાવવાનું શીખવાડીને ચાલ્યાં ગયાં. પછીથી જડભરતે એક જગ્યાએથી માટી ખોદીને બીજી જગ્યાએ ક્યારી નહીં બનાવતાં તે જગ્યાને ખૂબ ઊંચી કરી દીધી. બીજું કામ વધારી દીધું. બીજા દિવસે ઘરવાળાંઓ ખેતરમાં આવ્યાં અને જડભરતનું કામ જોયું તો બોલ્યાં - 'રે મૂર્ખ! તેં આ શું કરી દીધું? તને તો ક્યારી બનાવવાનું કહેવામાં આવ્યું હતું. શું ક્યારી આવી રીતે બને છે? જ્યારે આ જગ્યા માટી નાખવાથી સમતલ થઈ ગઈ હતી ત્યારે તારે માટી નાખવાનું કામ બંધ કરી દેવું જોઈતું હતું. આવું કરીને તો તેં બમણું કામ વધારી દીધું. આને હવે સમતલ કોણ કરશે? સમજ્યો જ નહીં, મૂર્ખ નહીં તો!' [આ વાતને સમજે કોણ? કોઈને સમજવું હોય તો સમજે, ન સમજનારાએ સમજવું જ નથી ને.] આખરે ઘરવાળાંઓએ કંટાળીને કહી દીધું કે 'તું કોઈ પણ પ્રકારનું કામ કરવાને લાયક નથી. હવે કોઈ પણ કામ ના કરતો, માત્ર બેસી જ રહે.' જડભરતે કહ્યું – 'ઘણું સારું.' તેઓ ખેતરમાં બેસી રહેતા અને તેમને જોઈએ પણ શું? પરમાત્માનું ધ્યાન કરતા હતા અને

ધ્યાનમાં મગ્ન રહ્યા કરતા હતા. આઠ પહોરમાંથી કોઈ એક પહોરે ઘેર આવી જતા અને ઘરવાળાં તેમને ભોજન કરાવી દેતાં.

એક દિવસની વાત છે. જડભરતને ધ્યાનાવસ્થામાં થોડો વિલંબ થઈ ગયો અને તેઓ ભોજન માટે મોડેથી ઘેર પહોંચ્યા. તેમની ભાભીએ જોયું કે સુંડમસુંડ - જાડો-તગડો જડભરત સામે ઊભો છે. જડભરતને ઘેર આવવામાં થોડું થવાથી તેમની ભાભીએ તો તેમના ભોજનનો ખ્યાલ જ છોડી દીધો હતો, પરંતુ જ્યારે તેણે જોયું કે જડભરત સામે આવી ઊભો છે ત્યારે બચેલું છાંડેલું ભોજન જે ખાધા પછી વધેલું હોઈ, રાખી મૂક્યું હતું, તે લાવીને જડભરતની થાળીમાં તેમાંથી અડધું પીરસ્યું. જડભરતે ખૂબ પ્રેમથી પ્રસાદ લઈ લીધો. પણ તેમની ભાભી મનોમન વિચારવા લાગી કે આ તો કોઈ પશુ જ છે કે જે આ પ્રકારનું પણ ભોજન છોડતો નથી. ત્યારપછી જડભરતના ભોજન કરી લીધા પછી જે થોડું ભોજન વધ્યું હતું તે ચાટમાં નાખી દીધું, જેમાંથી અમૃત જેવી સુગંધ આવવા લાગી. જડભરતના ભાઈ જ્યારે ઘેર આવ્યા અને તેમને પણ તે સુગંધ આવવા લાગી ત્યારે તેમણે પોતાની પત્નીને પૂછ્યું કે 'શી વાત છે? આજે આ સુગંધ કેમ આવી રહી છે?' તેમની પત્નીએ કહ્યું કે 'આ સુગંધ ભાતમાંથી જ આવી રહી છે.' પછી પત્નીને પૂછ્યું - 'ભાત કોણે બનાવ્યા હતા?' પત્નીએ કહ્યું કે 'ભાત તો મેં જ બનાવ્યા હતા, પણ ખબર નહીં, કેમ આજે ભાત બહુ જ સ્વાદિષ્ટ બન્યા છે!' પતિએ કહ્યું - 'આવા જ સ્વાદિષ્ટ ભાત રોજ બનાવ્યા કરજે.' પત્નીએ વિચાર્યું 'એમાં મુશ્કેલી શી છે? હું તો આવી રીતના ભાત બનાવવાની વિધિ શીખી જ ગઈ છું. આવા ભાત બનાવવામાં શી મુશ્કેલી છે?' તેણે બીજે દિવસે બધા ભાત ચાટમાં નાખી દીધા અને રાંધવા માટે તેમાંથી કાઢીને રાંધ્યા. અડધા કલાક પછી તે થાળીમાં પીરસીને પોતાના પતિના ભોજન માટે લાવી. પતિએ ભાત ખાતાં જ કહ્યું કે 'આ ભાતમાંથી તો અજીબ જેવી દુર્ગંધ આવી રહી છે. આમાં તો કોઈ જાતનો સ્વાદ જ નથી. જેવા ભાત રોજ બને છે તેનાથી પણ ખરાબ છે, કાલના

જેવો સ્વાદ તો છે જ નહીં.' તેમની પત્નીએ કહ્યું – મેં તો આ ભાત કાલે જે રીતે બનાવ્યા હતા તે જ રીતે આજે પણ બનાવ્યા છે. ખબર નહીં, કાલે કેમ સ્વાદિષ્ટ બન્યા અને આજે કેમ નહીં?' [તેને શી ખબર કે તે ભાતને સ્વાદિષ્ટ બનાવનાર કોણ છે? શ્રદ્ધા તો હતી જ નહીં.] આ પ્રમાણે જડભરત મમતા-અહંતા-રાગરહિત થઈને વિચરણ કર્યા કરતા હતા.

સાધુઓએ કાનોથી બહેરાની જેમ રહેવું જોઈએ. આનું તાત્પર્ય એ છે કે કાનોથી માત્ર પરમાત્મ-વિષયક વાતોનું જ શ્રવણ કરવું જોઈએ અને બીજી સંસાર-વિષયક વાતો સાંભળવી જ નહીં જોઈએ.

સાધુઓએ આંખોથી આંધળાની જેમ વ્યવહાર કરવો જોઈએ. આનું તાત્પર્ય એ છે કે જ્યારે રાત્રે ચાલે, ત્યારે તેણે આંખોથી થોડે દૂર સુધીનો કેવળ રસ્તો જોઈ લેવો જોઈએ અને નકામું અહીં-તહીં જોવું જોઈએ નહીં. આંખોથી કેવળ મહાપુરુષોનું જ દર્શન કરવું જોઈએ અને મંદિરોમાં જઈને દેવતા વગેરેનું દર્શન તથા સત્-શાસ્ત્રોનું જ અધ્યયન કરવું જોઈએ. આ સિવાય આંખોને બીજા પ્રકારનો પરિશ્રમ આપવો જોઈએ નહીં.

હાથોથી લૂલાની જેમ વ્યવહાર કરવો જોઈએ. આનું તાત્પર્ય એ છે કે કેવળ પરોપકાર કરવો અને ભગવાનની સેવા કરવી. આ સિવાય અન્ય પ્રકારનો પરિશ્રમ કરવાની આવશ્યકતા નથી.

પગોથી લંગડાની જેમ વ્યવહાર કરવો, એનું તાત્પર્ય એ છે કે માત્ર મહાપુરુષની સત્સંગતિમાં જ જવું અને તીર્થ વગેરે દેવ-મંદિરોનાં દર્શન વગેરે કરવા જવું. પગોથી નકામો પરિશ્રમ કરવો નહીં.

વાણીથી મૂંગાની જેમ વ્યવહાર કરવો, એનું તાત્પર્ય એ છે કે વાણીથી ભગવદ્-વિષયક વાર્તા જ કરવી જોઈએ. આ સિવાય બીજી વાતો કરવી જ નહીં જોઈએ.

હવે એવું પૂછવામાં આવે છે કે જે રીતે પ્રાચીન કાળમાં સાધુ-મહાત્માઓ તેમ જ સંન્યાસીઓ માટે આ પ્રકારનું શિક્ષણ આપવામાં

આવતું હતું, તેમ જો અત્યારે બધી કર્મેન્દ્રિયોથી ફક્ત ભગવાનના નિમિત્તે જ કામ કરવામાં આવે તો પછી મનુષ્યને ભોજન ક્યાંથી મળે? શરીર-નિર્વાહ કેવી રીતે થાય?

આને માટે બતાવવામાં આવ્યું છે કે અજગરવૃત્તિથી કામ ચલાવવું જોઈએ. જેમ અજગરને પોતાના સ્થાન પર જ જે કંઈ મળી જાય છે તેનાથી જ તે પોતાનું કામ ચલાવે છે તેવી જ રીતે સાધુ-સંન્યાસીઓએ પણ પોતાના સ્થાન પર જે કંઈ મળી જાય તેનાથી જ કામ ચલાવી લેવું જોઈએ. વળી પાછું પૂછવામાં આવે છે કે આ રીતે જો પોતાના સ્થાન પર જ ભોજન પ્રાપ્ત ન થાય તો પછી કેવી રીતે નિર્વાહ કરવો જોઈએ? તો, વિચાર કરવો જોઈએ કે 'ભોજન કેવી રીતે મળશે?' આ ચિંતા તો તમને અત્યારે થઈ રહી છે, પહેલાં તો ન હતી ને? જ્યારે તમે પોતાની માતાના પેટમાં હતા તે સમયે શું તમને પેટની ચિંતા હતી? તે સમયે તમારી પાસે ભોજન કોણ પહોંચાડતું હતું? જ્યારે તમે પેદા થયા હતા ત્યારે તમારી માતાના સ્તનોમાં પણ દૂધની વ્યવસ્થા કોણે કરી હતી? તમે જો આ બધી વ્યવસ્થા ક્યારેય કરી નથી તો જેણે આ બધી વ્યવસ્થા કરી હતી, આજે પણ તમારે તેના ઉપર ભરોસો રાખવો જોઈએ; કારણ કે તેનું નામ વિશ્વંભર છે. તમે જરા વિચાર કરી જુઓ – જે જળચર-થળચર પશુ-પક્ષીઓ અને કીડા-પતંગિયાં છે તેમનાં પણ શું કોઈ પ્રકારનાં ખેતી-દુકાન-વ્યવસાય-દલાલી છે કે અન્ય કોઈ પ્રકારનો રોજગાર છે ખરો? છતાં એ પણ જીવિત રહે છે કે નહીં? આ પ્રમાણે પોતાના જીવનને પ્રારબ્ધ - ભગવાનને આધીન છોડી દેવું જોઈએ. જ્યારે ભગવાન વિશ્વંભર બધાંનું પાલન-પોષણ સ્વયં કરે છે ત્યારે કોઈ પણ પ્રકારની ચિંતા કરવી જ નહીં જોઈએ. આ પ્રકારની ચિંતા અંદરથી ત્યજી દેવી જોઈએ.

~~■~~

# વીરતાનું રહસ્ય

દરેક વ્યક્તિએ કંચન-કામિનીના ત્યાગમાં તથા પોતાના પ્રાણના ત્યાગમાં વીર બનવું જોઈએ. કામિનીના ત્યાગમાં અર્જુનની જેમ વીર બનવું જોઈએ. જો કોઈ ભાઈ તમને પોતાનું સર્વસ્વ સોંપી રહ્યો છે કે જે તમારી કમાણીનું નથી અને બીજો માણસ રૂપિયા આપીને ઉત્તરાધિકારી બનાવી રહ્યો છે અને તમે એનો સ્વીકાર કરતા નથી એ આ વીરતા છે. હક વગરના રૂપિયા તો લેવા જ નહીં, બલકે જો હકના રૂપિયા હોય તોપણ તેનો ત્યાગ કરી દેવો. આવું કરનારો વીર છે. માની લો કે પોતાની જ કમાણીના રૂપિયા છે, પરંતુ ટેક્સ બચાવો છો તો એ હક વગરનું છે. તેથી તેનો પણ વીરતાથી ત્યાગ કરી દેવો જોઈએ.

માની લો કે આ સમયે લોકોને મુશ્કેલી પડી રહી છે અને પોતાની પાસે લાખો રૂપિયા છે, એ લોકોની મદદ કરવી, ન કરવી એ તો પોતાની મરજીની વાત છે, પરંતુ આવા પ્રસંગે જે બીજાઓના સુખ માટે તેનો ત્યાગ કરી દે તે જ વીર છે. લોભના ત્યાગમાં પણ તે વીર છે અથવા એમ કહો કે તે કંચનના ત્યાગમાં વીર છે.

યમરાજ જાતજાતનાં પ્રલોભનો આપે છે, પરંતુ નચિકેતા તેનો સ્વીકાર કરતો નથી તેથી નચિકેતા વીર છે. આવી જ રીતે રન્તિદેવ પોતાના માટે વધેલું માત્ર એક પ્યાલો પાણી પણ સ્વયં ગ્રહણ નહીં કરીને બીજાને આપી દે છે, તેથી તે વીર છે. અતિથિ-સેવાની બાબતમાં મહાભારતમાં એક બ્રાહ્મણ અને નોળિયાની કથા* આવે છે. તે બ્રાહ્મણ

---

* પત્ની, પુત્ર અને પુત્રવધૂની સાથે કુરુક્ષેત્ર-નિવાસી ઉચ્છવૃત્તિધારી એક બ્રાહ્મણે એક વાર ભયંકર દુષ્કાળ વખતે ઘણા દિવસો પછી મળેલા જવના સત્તૂનું એક અતિથિને દાન આપી દીધું. અતિથિએ સત્તૂ-પ્રસાદ લીધા પછી જ્યારે મોં-હાથ ધોયાં ત્યારે તેના હાથને વળગેલા સત્તૂના કેટલાક કણ પાણી સાથે નીચે પડ્યા. એ સત્તૂ-કણના કીચડમાં એક નોળિયો અચાનક જ ક્યાંકથી આવીને આળોટવા લાગ્યો, જેનાથી તેનું અડધું શરીર સોનાનું થઈ ગયું, બાકીનું અડધું

પણ દાનવીર છે. ત્યાં પ્રાણનો પણ ત્યાગ છે. તેમાં પ્રાણ-ત્યાગની વીરતા પણ છે. ઘોર સંકટ આવી મળ્યું છે પરંતુ પ્રાણની પરવા નથી. ધર્મ નહીં જવો જોઈએ, પ્રાણ ભલે ચાલ્યો જાય. આ પ્રકારની વીરતા જ વીરતા છે. ગુરુ ગોવિન્દસિંહના પુત્રો પાસે તલવારના બળ ઉપર ધર્મનો ત્યાગ કરાવવાની ચેષ્ટા કરવામાં આવે છે, પરંતુ તેઓ ધર્મનો ત્યાગ નથી કરતા, બલકે હસતાં-હસતાં પ્રાણોનો ત્યાગ કરી દે છે. તેથી તેઓ ધર્મવીર છે. આ પ્રમાણે આપણે કામિની-કંચનના ત્યાગમાં વીર તથા દાનવીર બનવું જોઈએ.

તલવારની ધારથી ઝઝૂમીને મરવા કરતાં પણ આવી વીરતા ઊંચી કક્ષાની છે. તલવારથી ઝઝૂમીને મરનારા તો ઘણા પુરુષો હોય છે, પરંતુ આવા પ્રકારના વીર પુરુષો થોડા જ મળે છે.

કામિની-ત્યાગમાં અર્જુનનું ઉદાહરણ, દાનવીર તરીકે રન્તિદેવ વગેરેનું ઉદાહરણ અને ધર્મવીરનું ઉદાહરણ ગુરુગોવિંદસિંહના પુત્રોનું અનુકરણીય છે. આ પ્રકારની વીરતા આપણામાં પણ હોવી જોઈએ.

જે જગ્યાએ દારુ-ગોળો વરસતો હોય ત્યાં પણ જે મનુષ્ય ધર્મનો ત્યાગ કરતો નથી તે વીર છે. કોઈ પણ પરિસ્થિતિમાં જે ધર્મનો ત્યાગ કરતો નથી તે વીર છે. ધર્મ માટે ભારે સંકટનો સામનો કરવો, એનો આઘાત સહન કરી લેવો એ વીરતા છે -

**કર્મ-વીર સોઈ સૂરમા લોટ-પોટ હો જાય।**
**ઓટ કછૂ રાખૈ નહીં ચોટ મૂઁહ પર ખાય॥**

ધર્મવીર વ્યક્તિ દુઃખ પર દુઃખ આવી પડવા છતાંય કોઈ પણ પરિસ્થિતિમાં કોઈ પણ પ્રકારે વિચલિત થતો નથી. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે –

---

શરીર સોનાનું બનાવવાની લાલસાથી તે મહારાજ યુધિષ્ઠિરના યજ્ઞમાં તેમની કીર્તિ-ગાથા સાંભળીને ગયો અને અતિથિઓનાં સ્વાગત-ભોજન વગેરે ક્રિયાઓથી પડેલા જળથી થયેલા કીચડમાં આળોટ્યો છતાં પણ જ્યારે અડધું શરીર સોનાનું થયું નહીં ત્યારે તેણે બ્રાહ્મણના સત્તૂ-દાનની પ્રશંસા કરીને યુધિષ્ઠિરની કીર્તિગાથાને નહીંવત્ માની.

**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ ।**
**યસ્મિન્સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥**

(ગીતા - ૬/૨૨)

'પરમાત્માની પ્રાપ્તિરૂપી જે લાભને પ્રાપ્ત કરીને એનાથી વધુ બીજા કોઈ પણ લાભને માનતો નથી અને પરમાત્મપ્રાપ્તિરૂપી જે અવસ્થામાં રહેલો યોગી ઘણા ભારે દુઃખથી પણ ચલાયમાન નથી થતો-'

ધર્મવીર યુધિષ્ઠિરે હિમાલયમાં ધર્મસંકટ આવી પડવા છતાં પણ ધર્મનું જ રક્ષણ કર્યું. તેમણે સ્વર્ગ-પ્રાપ્તિની વાત ઠુકરાવી દીધી. યક્ષે રાજ્યનો તથા ભાઈઓનો લાભ બતાવ્યો તે છતાં પણ તેમણે તેની કશીય પરવા કરી નહીં, ધર્મ માટે કશાની પણ પરવા કરી નહીં. આટલી મુશ્કેલી આવી પડવા છતાં પણ ધર્મનો ત્યાગ નહીં કરવો એ વીરતા છે. આવી રીતે ધર્મનો ત્યાગ નહીં કરનારો કરોડોમાં કોઈ એક હોય છે. આપણે આ પ્રકારના બનવું જોઈએ.

ધર્મ-પાલનનો જો ક્યારેક મોકો મળી જાય અને તે સમયે તમને આ વાતો યાદ આવી જાય તો તમને લાભ થઈ શકે છે. અવારનવાર આ વાતો યાદ કરી લો અથવા તેમને રોજ વાંચો તો બહુ લાભ થઈ શકે છે.

કોઈને મારી લાંબી મિત્રતાથી વધારે લાભ થયો હોય અથવા તેનાથી મને લાભ થયો હોય એ વાત નથી. એનું કારણ એ છે કે મિત્રતા પહેલાં સકામ ભાવથી રહી, લૌકિક કામને લીધે રહી. ભગવદ્વિષયને લીધે પણ સંબંધ રહ્યો, પણ કામનાની પ્રબળતા રહી. ઈશ્વર સાથે પણ જો રૂપિયા માટે મિત્રતા કરવામાં આવે તો તે હલકી કક્ષાની જ છે. જોકે ઈશ્વર તો ઊંચા ભાવથી જ જુએ છે, પરંતુ તેઓ નિષ્કામી ભક્તની વિશેષ પ્રશંસા કરે છે. ઊંચી કક્ષા તો નિષ્કામીની જ છે.

કોઈ સજ્જને પૂછ્યું - તમારી સાથે નિષ્કામભાવથી પણ લોકોની મિત્રતા તો હશેને?

મિત્રતા એને જ કહેવામાં આવે છે જેમાં પરસ્પર મિત્ર-ભાવ હોય. મારા તરફથી મિત્રતાનો ભાવ હોય અને બીજાના તરફથી શ્રેષ્ઠતાનો ભાવ હોય તો તે મિશ્રિત મિત્રતા છે. ભગવત્પ્રાપ્તિની કામનાને લીધે આ પ્રકારની મિત્રતા કેટલાક માણસોની છે. ભગવત્પ્રાપ્તિની કામનાને માનવામાં ન આવે તો કેટલાક માણસોની મિત્રતા છે.

ભગવત્પ્રાપ્તિની ઈચ્છા ન હોય એવો પ્રેમ કોઈનો મારી સાથે નથી. આવો પ્રેમ મનુષ્યની સાથે હોવો પણ શા માટે જોઈએ? આ પણ પોતાનો સિદ્ધાંત છે. આવો પ્રેમ તો ભગવાનની સાથે જ હોવો જોઈએ. એ પ્રેમનો અધિકારી મનુષ્ય નથી. હું જો ભગવાન કરતાં વધુ બળવાન હોત તો કહી દેત કે ભગવાનને મળવાની પણ પરવા ન કરો. કલ્યાણ કરીને શું કરશો? ભગવાન પણ શું ક્યારેય પોતાનો ઉદ્ધાર ઈચ્છે છે? ભગવાનનાં કર્મો દિવ્ય છે. તેમનો જન્મ દિવ્ય છે. તેઓ ઝંઝટ જ નથી માનતા, તો પછી એમનાથી મુક્તિ શા માટે ઈચ્છીએ? આ બધી વાતોમાં રહસ્ય ભરેલું છે. એમને સાંભળનારો મનુષ્ય પોત-પોતાની શક્તિ અનુસાર સમજી શકે છે. આને વિનોદ સમજો કે રહસ્ય સમજો. આ બધી પુસ્તકોમાં મળનારી વાતો નથી. ઘણી વિચિત્ર વાત છે.

જો કોઈ કહે કે જો આ વિચિત્ર વાત છે તો તે સ્પષ્ટ કરવી જોઈએને? તો સંક્ષેપમાં એનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે – આ પ્રકારનો પ્રેમ ભગવાન સાથે જ હોવો જોઈએ. જો હું કહું કે ભગવાનની પરવા ન કરો, વિશુદ્ધ પ્રેમ કરો, તો એમ કહેવું મારા માટે અનુચિત જ થશે. મારા હૃદયનો અંધકાર મારે સમજવો જોઈએ. જો હું કોઈ પ્રભાવશાળી પુરુષ છું તો કહી શકું છું કે ઈશ્વરની પણ પરવા નહીં કરીને, ઈશ્વરને વિશુદ્ધ પ્રેમ કરવા કરતાં મને વિશુદ્ધ પ્રેમ કરવાથી પરિણામ વધારે સારું આવી શકે છે. આવી વાત વાસ્તવમાં હોય તોપણ મારે આવી વાત નહીં કહેવી જોઈએ. અથવા હું ઠગ હોઉં

તો આમ કહી શકું છું; કેમ કે કોઈ પણ શ્રેષ્ઠ પુરુષ આ પ્રમાણે કહેશે નહીં. જેઓ ઠગ છે, મહાત્માના સ્થાન પર બેસીને પોતાની પૂજા કરાવી રહ્યા છે તેઓ આ પ્રમાણે કહેશે. કોઈનામાં મુક્તિની છુપાયેલી કામના હોય અને પાછળથી તેને ખબર પડે કે મેં જે આશા કરી રાખી હતી એવા પ્રકારના આ પુરુષ નથી તો તેના પશ્ચાત્તાપનો કોઈ પાર નહીં રહે. તેથી સારા મનુષ્યે આવી ગુંજાશ જ નહીં આપવી જોઈએ. કોઈ પણ ઉચ્ચ કોટિનો મહાત્મા પોતાના નામ અથવા રૂપની પૂજા કરાવશે નહીં; અને ન તો આવી ચેષ્ટા કરશે કે ન તો પ્રેરણા પણ કરશે. તે તો ભગવાનનાં નામ-રૂપની જ પૂજા કરાવશે અને ભગવાનનાં નામ-રૂપની પૂજા કરવાની જ પ્રેરણા આપશે.

મૃત્યુ પછી શોક-સભા કરવી એ સ્વાભાવિક વાત છે; પરંતુ વાસ્તવમાં વિચાર કરીને જોવામાં આવે તો ઉચ્ચ કોટિનો મનુષ્ય મરે તો તેને માટે શોક શા માટે કરવો જોઈએ?

અભિમન્યુના મૃત્યુને કારણે યુધિષ્ઠિર શોક કરવા લાગ્યા તો ઋષિઓએ આવીને કહ્યું કે અભિમન્યુએ તો ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી છે, તેને માટે શોક નહીં કરવો જોઈએ.

માની લો કે હું મહાત્મા છું અને મારા ઘરમાં કોઈ મરી જાય, તે સમયે કોઈ આવીને હૈયાધારણ આપે તો એ મૂર્ખતા જ છે; કેમ કે ઉત્તમ મનુષ્યોના ચાલ્યા જવાથી શું શોક મનાવવો જોઈએ? ના, પશ્ચાત્તાપ કરવો જોઈએ. પશ્ચાત્તાપ પણ આ પ્રકારનો કરવો જોઈએ – 'આવા પુરુષો સાથે સંબંધ હોવા છતાં પણ જે લાભ તેમની પાસેથી લેવો જોઈતો હતો તે હું લઈ શક્યો નહી.' ઉત્તમ મનુષ્યોનો વળી કેવો પશ્ચાત્તાપ? - તેઓ તો મર્યાદાનું પાલન કરી દે છે. એમને માટે શોક-હર્ષ-પશ્ચાત્તાપ કરવો એ તો કલંક છે. જેઓ જિજ્ઞાસુ છે તેમને માટે કોઈ કલંક નથી; સિદ્ધ મનુષ્ય માટે તો એ કલંક જ છે.

**યસ્ત્વાત્મરતિરેવ સ્યાદાત્મતૃપ્તશ્ચ માનવઃ ।**
**આત્મન્યેવ ચ સંતુષ્ટસ્તસ્ય કાર્યં ન વિદ્યતે ॥**

નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન ।
ન ચાસ્ય સર્વભૂતેષુ કશ્ચિદર્થવ્યપાશ્રયઃ ॥

(ગીતા - ૩/૧૭-૧૮)

'જે મનુષ્ય આત્મામાં જ પ્રેમવાળો (રમમાણ) અને આત્મામાં જ તૃપ્ત તથા આત્મામાં જ સંતુષ્ટ હોય તેના માટે કોઈ કર્તવ્ય (શેષ) નથી; કેમ કે આ સંસારમાં તે મનુષ્યનું કર્મ કરવાથી કશું પ્રયોજન નથી તથા કર્મ નહીં કરવાથી પણ કશું પ્રયોજન નથી. તેનો સમસ્ત ભૂતો સાથે કોઈ પણ સ્વાર્થનો સંબંધ હોતો નથી;' તોપણ તેના વડે કેવળ લોકહિત માટે જ કર્મ કરવામાં આવે છે.

અહીં બધા બેઠા છે. સત્સંગની વાત થઈ રહી છે. નીચે કોઈ માણસ વાત કરે અને તે કાનમાં સંભળાય તો એનાથી આપણને તો અવરોધ થાય છે, પણ મહાપુરુષને નહીં. વ્યવહાર યોગ્યતા અનુસાર થવો જોઈએ. શિષ્ટાચારથી વ્યવહાર કરી શકાય છે. વળી, વર્ણાશ્રમ અનુસાર અલગ-અલગ વાત છે. લક્ષ્મણને શક્તિ (એ નામનું અસ્ત્ર) વાગી તો ભગવાન વિલાપ કરવા લાગ્યા. તમે જેટલા લોકો છો તેમાંથી કોઈનું પણ પહેલાં મૃત્યુ થાય તો બધાના મૃત્યુ પર મારો વ્યવહાર અલગ-અલગ હશે, કેમ કે બધાનો સંબંધ-પ્રેમભાવ એકસરખો નથી; પછી મારો પણ એકસરખો ક્યાંથી હોય? જો કોઈ પૂછે કે તમને સૌથી વધારે પ્રિય કોણ લાગે છે? મારું જે ધ્યેય છે, હું જે વાત સારી સમજું છું, મારા જ ભાવ અનુસાર જેનો ભાવ છે, મારી સમજ અનુસાર જ જેની માન્યતા છે તે વધારે પ્રિય છે. ઉદાહરણ માટે ગીતા-ઉપનિષદની વાત કહેવામાં આવે છે, એ મુજબ, બીજો જે મને ચાહે છે તે મને પ્રિય છે. હું પુસ્તકોમાં સુધારો ઇચ્છું છું, એ પ્રમાણે જે સુધારો ઇચ્છે છે તે વધુ પ્રિય છે. મારા જીવતાં અથવા મૃત્યુ પછી હું જે વાત સારી સમજું તેનો જ વધારે પ્રચાર જે કરે તેને હું વધારે પ્રિય સમજું છું.

ગીતા-ઉપનિષદ વગેરે જેટલા પણ સદ્ગ્રંથો છે તેમનો જે ભાવ પોતાની તુચ્છ બુદ્ધિ અનુસાર સમજમાં આવે તે અનુસાર જે મનુષ્ય

પ્રચાર કરે તે મને વધારે પ્રિય છે. વિચાર કરીને જોવામાં આવે તો તમને પણ આવો જ માણસ પ્રિય લાગશે. જો શરીરના ભોગોના દાસ હશો તો આની વિરુદ્ધની પણ વાત તમને પસંદ આવી શકે છે. શ્રુતિ-સ્મૃતિ અનુસાર જે પ્રાર્થના કરવામાં આવે છે તે અનુસાર જે ચેષ્ટા કરે છે તે જ મારો મિત્ર છે, તે જ મારો અનુયાયી છે, હું તેનો અનુયાયી છું.

જે માણસ પોતાનું કલ્યાણ ઈચ્છે છે તેને માટે લાખો માણસોની વચ્ચે ઘોષણા કરીને કહી શકાય છે કે તેના કલ્યાણમાં સંશય નથી; કેમ કે તે મેં કહેલી વાત નથી, ભગવાને કહેલી વાત છે. સમજાવવા માટે જ હું કહું છું કે મારા શબ્દો છે; પરંતુ મારા શબ્દો નથી, ઈશ્વરે કહેલાં વચનો છે. હું કહું અને સ્વયં પાલન ન કરું તો મારું કલ્યાણ થઈ શકતું નથી. તમે પાલન કરો તો તમારું કલ્યાણ થઈ શકે છે.

નામ-રૂપ તો પરમાત્માનાં જ પૂજવા લાયક છે. જે પોતાનાં નામ-રૂપને પૂજવા માટે ગુંજાશ છે, ત્યાં અંધકાર છે. આ જે વાત બતાવી રહ્યો છું તે ન તો અજ્ઞાની બતાવી શકે છે અને ન તો આચાર્ય પણ. (કેમ કે) મૂર્ખને તો ખબર જ નથી અને આચાર્ય પોતે પૂજા ઈચ્છે છે તેથી તે કહી શકતો નથી. તેથી સાધકે આચાર્યત્વનો સ્વીકાર નહીં કરવો જોઈએ.

પોતાના વિષે હું શું બતાવું? ભવિષ્યમાં શું થશે એ તો કોઈ કહી શકતું નથી. એવું અનુમાન કરી શકાય છે કે મારું જે મનુષ્ય વિશેષ અનુકરણ કરનારો છે, હું વિશ્વાસ કરું છું કે તે મારાં નામ-રૂપનું પૂજન નહીં કરે. પોતાનાં નામ-રૂપની પૂજા સારા પુરુષોને માટે કલંક છે. જે વાત માટે બીજાઓની સંસારમાં લોકો નિંદા કરે છે, ઘૃણાની દૃષ્ટિથી જુએ છે તેઓ આપણને ઘૃણાની દૃષ્ટિથી જોશે. આટલો વિરોધ એટલા માટે કરવામાં આવે છે, કારણ કે આવશ્યકતા છે. જેટલો આને માટે વિરોધ કરવામાં આવશે એટલી જ તે લોકોને સહાય મળે છે. જેટલો ઓછો કરવામાં આવશે તેટલો જ તે લોકો માટે ઘાતક છે.

હું નામ-રૂપ-પૂજા માટે વિરોધ કરું છું. પરંતુ સત્સંગની વાતો કરું છું, એને માટે પ્રચાર કરવા અને તેમનો અમલ કરવા માટે પ્રેરણા કરું છું.

ઈશ્વરનાં નામ, રૂપ, ગુણ, ચરિત્ર, ઉપદેશ અને પ્રભાવ - આ બધાં જ સ્મરણ-ચિંતન કરવા લાયક છે. મહાત્માનાં નામ-રૂપને છોડીને ચાર વાતો ગ્રહણ કરવા લાયક છે; અને મારી એક વાત ગ્રહણ કરવા જેવી છે; જેનું હું કથન કરું છું. ત્રણ વાતો છોડી દો – ગુણ-પ્રભાવ-ચરિત્ર. કારણ કે મારું આખું ચરિત્ર આદર્શ નથી. મારા બધા ગુણ ધારણ કરવા લાયક નથી. આખું ચરિત્ર પવિત્ર નથી. ઈશ્વરની બધી વાતો ગ્રહણ કરી શકાય છે, મહાત્માની ચાર જ. બાકીની બે પણ ગ્રહણ કરી શકાય છે; પરંતુ ઈશ્વરની વાતોની તુલનામાં નહીં, ગુરુ-શિષ્યના પદમાં ગ્રહણ કરી શકાય છે. ગુરુ-પૂજા નષ્ટ નથી કરવાની. તેથી જે આચાર્ય-કોટિના પુરુષો છે તેમની શિષ્ય જો પૂજા કરે તો વાંધો નથી.

મારામાં સારી વાત હોય અને તેને કોઈ ગ્રહણ કરે તો વિરોધ નથી. મારામાં જે ગુણ હોય તેને લઈ લે, બુરાઈ હોય તેને છોડી દે. લેવું એટલે કે કામમાં લાવવું (અમલી બનાવવું). મારું જીવનચરિત્ર લખીને પ્રચાર કરવામાં આવે તો મને કલંક જ લાગે છે. જ્યારે શ્રીરામચંદ્રજીનું જીવન સામે મોજૂદ છે, તો પછી તેને શા માટે આચ્છાદિત કરવું જોઈએ?

એવી જે વાત કહેવામાં આવે છે કે હું નવી વાત સંભળાવું છું, પુસ્તકોમાં એ મળી શકે નહીં; આ મારા શબ્દો તો અનુચિત છે. કહેવાની જરૂર નથી, તો પછી શા માટે કહેવામાં આવે છે? મારે તો સમજવું જોઈએ કે સ્વભાવનો દોષ છે. તમારે શું સમજવું જોઈએ તે તમે વિચારો. તમારી દૃષ્ટિએ જે પસંદ પડે તે અર્થ કાઢો. તે અર્થ મારે શિખવાડવો જોઈએ નહીં. તમારી સમજમાં જાતે જ આવી જાય તો એમાં તમારું હિત છે.

આર્ષગ્રંથોનો સંસારમાં પ્રચાર કરવાથી ભગવાન જેટલા ખુશ થઈ શકે છે એટલા બીજા કશાયથી નથી થતા. ભગવાન ભલે ન મળે, પણ ભગવાનમાં અનન્ય પ્રેમ હોવો જોઈએ. આ યાચના યાચના નથી, આ ઉદ્દેશ્ય પવિત્ર છે.

ભગવત્પ્રેમનો હેતુ શો છે? ભગવત્પ્રેમ અને તે પ્રેમનો હેતુ ભગવાનનું દર્શન નથી, બલકે તેનો હેતુ પણ ભગવત્પ્રેમ જ છે; ભગવત્પ્રેમનું ફળ પણ ભગવત્પ્રેમ જ છે. આ વાત સમજમાં આવી જાય તો શું થવું જોઈએ? ભગવાન જ તેના દર્શનની ઇચ્છા કરે. પરંતુ એવો ઉદ્દેશ્ય નહીં રાખવો જોઈએ કે ભગવાન આવીને દર્શન કરે; કેમ કે આપણે તો એ માટે લાયક નથી. જ્યાં પ્રેમ હોય છે ત્યાં બોલાવવાની આવશ્યકતા હોતી નથી.

આમંત્રણ મોકલીને બોલાવવા એ નથી તો ઉચ્ચ કોટિનો પ્રેમ, નથી શિષ્ટાચાર કે નથી તો વ્યવહાર પણ. આ વાત પ્રેમનું તત્ત્વ છે. પ્રેમનું તત્ત્વ તો પ્રેમાસ્પદ ભગવાન જ જાણે છે. તેથી આ પ્રેમના તત્ત્વનો અંશ છે.

# કલ્યાણ-પ્રાપ્તિનું સરળ સાધન

શ્રીભગવાનના નામનો મહિમા અપાર છે. ફક્ત નામ-જપના પ્રભાવથી સર્વ કાંઈ થઈ શકે છે. તેથી અત્યારથી શરૂ કરીને મરણપર્યન્ત જો ભગવાન ક્યારેય ના ભુલાય, નિત્ય-નિરંતર ભજન-ધ્યાન થતું રહે, તનતોડ પ્રયત્ન થતો રહે તો પછી આપણું કલ્યાણ થવામાં વાર નહીં લાગે. જો તમે મન લગાવીને ભજન કરશો તો ભજન કેમ નહીં થાય? ભગવાન કહે છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા-૮/૧૪)

'હે અર્જુન! જે મનુષ્ય મારામાં અનન્ય ચિત્ત થઈને હંમેશાં નિરંતર મુજ પુરુષોત્તમને સ્મરે છે તે નિત્ય-નિરંતર મારામાં યુક્ત થયેલા યોગીને માટે હું સુલભ છું અર્થાત્ તેને સહજ રીતે પ્રાપ્ત થઈ જાઉં છું.'

મન લગાવીને ભજન કરનારાને માટે ભગવાન સુલભ છે. જો તમે કહો છો કે તેઓ તો સુલભ છે, પણ તેમનું ચિંતન સુલભ નથી. તો એવી વાત નથી; કેમ કે જ્યારે તમને નિરંતર ચિંતનથી ભગવાનની સુલભતાનો અનુભવ થઈ જશે, તમારો એ વાતમાં વિશ્વાસ થઈ જશે ત્યારપછી તો તમારે માટે ચિંતન પણ સરળ થઈ જશે. જો ચિંતન થતું નથી, તો સમજવું જોઈએ કે આ વાતમાં શ્રદ્ધાની ઊણપ છે. શ્રદ્ધા કરવી જોઈએ. આરંભમાં તો શ્રદ્ધા કરવી પડે છે; શ્રદ્ધા થયા પછી આપોઆપ જ ચિંતન થવા લાગે છે.

નામનો મહિમા શાસ્ત્રોમાં જે મળે છે તે અલ્પ છે. નામનો મહિમા એના કરતાં પણ ઘણો જ વધારે છે. નામનો મહિમા જેટલો ગાવામાં આવે તેટલો ઓછો જ છે. તમે કહો છો કે જેટલો મહિમા શાસ્ત્રોમાં કહેવાયો છે અમને તો એટલાની પણ ખબર નથી પડતી તો પછી વિશેષ તો માની જ કેવી રીતે શકાય? વાત એવી છે કે નામનો જે મહિમા

શાસ્ત્રોમાં ગવાયો છે તે વાસ્તવમાં પૂર્ણ સત્ય છે, પરંતુ જેમ ઘુવડને પ્રકાશ દેખાતો નથી મનુષ્યને આંખે મોતિયો આવ્યા પછી દેખાતો નથી, પરંતુ સૂર્યનો તો અભાવ હોતો નથી. મોતિયાવાળાની જેમ અશ્રદ્ધા જ્યારે દૂર થઈ જશે ત્યારે પોતાની મેળે જ નામ-જપનું ફળ દેખાવા લાગશે. જેમ લાકડા પર ચઢીને અડવાથી વીજળીની અસર થતી નથી, તેવી જ રીતે આપણામાં અશ્રદ્ધારૂપી લાકડું આવી ગયું છે, જેનાથી આપણને લાભ દેખાતો નથી.

તમે કહો છો કે અમે ભજન કરીએ તો છીએ પરંતુ પાપોનો નાશ થયો નહીં. તો, એમાં તમારી એ માન્યતા - એવી ધારણા કરવી કે પાપનો નાશ નથી થયો એ જ કારણ છે. જો તમે એવી શ્રદ્ધા કરી લો કે ભજનથી પાપોનો નાશ થઈ રહ્યો છે, તો જુઓ, કેટલો લાભ થાય છે. આ જ વાત દૈવી સમ્પદાની બાબતમાં છે. જેઓ એવું સમજે છે કે અમારાથી કોઈ બુરાઈ થઈ શકતી નથી, તેમનાથી કોઈ બુરાઈ થતી નથી. જેમ કે, આપણો એવો નિશ્ચય થઈ ગયો કે ‘અમારાથી જીવ હિંસા નહીં થાય’ – આ પાકો નિશ્ચય છે. પણ વિચારો, જો હાથમાં છરો લઈને ચલાવીએ તો કેમ નહીં થાય, શી અસમર્થતા છે? પરંતુ આપણો એવો દૃઢ નિશ્ચય થવાથી એવું કરવામાં આપણે અસમર્થ છીએ. એવી જ રીતે જો આપણે એવો નિશ્ચય દૃઢ કરી લઈએ કે આપણાથી બુરાઈ થઈ જ ન શકે, માંસ અને ઈંડાં ખાવા જેવું ઘૃણિત કાર્ય થઈ જ ન શકે, એ પ્રમાણે આપણે જો બધાં પાપોને - બુરાઈઓને માંસ અને ઈંડાં ખાવા કરતાં પણ વધારે ખરાબ માની લઈએ, દૃઢ નિશ્ચય કરી લઈએ તો પછી કોઈ પણ બુરાઈ કેવી રીતે થઈ શકે? નિશ્ચય પ્રબળ હોય તો ઘણો લાભ થઈ શકે છે. ભલે આપણને ખાવાનું ન મળે, ભૂખે મરી જઈએ, પણ આપણાથી ગાયની હત્યા થઈ ન શકે. આવી જ રીતે એવો નિશ્ચય કરી લઈએ કે ભગવાનનું ભજન આપણા લાભની વસ્તુ છે અને તે આપણાથી ક્યારેય છૂટી નહીં શકે, તો પછી ક્યારેય છૂટશે નહીં. ભગવાન શ્રીરામ કહે છે - ‘હું પિતાની આજ્ઞાનો

ત્યાગ કરી શકતો નથી, એમાં હું અસમર્થ છું.' એમને માટે પિતાની આજ્ઞા માની લેવી સરળ જ છે. તેથી, આપણે નિશ્ચય પાકો કરવો જોઈએ. પછી ભજન-ધ્યાન છૂટી શકતું નથી.

મહાત્માઓ અને શાસ્ત્રો કહે છે કે કળિયુગમાં થોડું પણ નિષ્કામ કર્મ ઉદ્ધાર કરી દે છે. પરમાત્મામાં થોડો પણ પ્રેમ થઈ જાય તો તે આપોઆપ જ વધીને ઉદ્ધાર કરી દેશે. મહાત્માઓનાં - શાસ્ત્રોનાં આ વચનો પર આપણે શ્રદ્ધા કરવી જોઈએ. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે –

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥**
**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિ જાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥**

(ગીતા - ૯/૩૦-૩૧)

'જો કોઈ અતિશય દુરાચારી પણ અનન્યભાવથી મારો ભક્ત થઈને મને ભજે છે તો તે સાધુ જ માનવા યોગ્ય છે; કેમ કે તે યથાર્થ નિશ્ચયવાળો છે. અર્થાત્ તેણે સમ્યક્પણે નિશ્ચય કરી લીધો છે કે પરમેશ્વરના ભજન જેવું બીજું કશું જ નથી. તે સત્વરે ધર્માત્મા થઈ જાય છે અને હંમેશાં રહેનારી (શાશ્વત) પરમ શાંતિને પ્રાપ્ત કરી લે છે. હે અર્જુન! તું નિશ્ચયપૂર્વક સત્ય જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી.'

આ પ્રમાણે ભગવાને બધાંના ઉદ્ધાર માટે માર્ગ બતાવી દીધો છે. આ આપણે માની લેવું જોઈએ. સંસારમાં કોઈ કેવો પણ ભલેને કેમ ન હોય, તેનું પણ કલ્યાણ થઈ શકે છે. ભગવાન કહે છે –

**અન્યે ત્વેવમજાનન્તઃ શ્રુત્વાન્યેભ્ય ઉપાસતે ।**
**તેડપિ ચાતિતરન્ત્યેવ મૃત્યું શ્રુતિપરાયણાઃ ॥**

(ગીતા - ૧૩/૨૫)

'પરંતુ આ બધા કરતાં અન્ય પ્રકારના અર્થાત્ જે મંદબુદ્ધિવાળા

મનુષ્યો છે તેઓ આ પ્રમાણે નહીં જાણતા હોવાને લીધે બીજાઓ પાસેથી અર્થાત્ તત્ત્વને જાણનારા મનુષ્યો પાસેથી સાંભળીને તે અનુસાર ઉપાસના કરે છે અને તે શ્રવણ-પરાયણ મનુષ્ય પણ મૃત્યુરૂપી સંસારસાગરને નિઃસંદેહ તરી જાય છે.'

ભગવાન માનવા અને જાણવા ઉપર વધારે ભાર આપે છે. સાંભળવા કરતાં માનવું ઉત્તમ છે અને માનવા કરતાં તત્ત્વથી જાણી લેવું એ એના કરતાં પણ વધારે ઉત્તમ છે. જેમ કે, એક બાળકને આપણે કહીએ છીએ કે આ તારી મા છે, આ બાપ છે, આ કાકા છે, તો તે એ સાંભળીને એને માની લે છે, પછી આગળ જતાં જાણી જાય છે કે આનો શો મતલબ છે. એવી જ રીતે આપણે પણ સાંભળેલી વાતોને એવી રીતે માની લેવી જોઈએ અને પછી તેનું તત્ત્વ જાણી લેવું જોઈએ. ભગવાન કહે છે – **'જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ।'** (ગીતા - ૫/૨૯) - 'જે મને તત્ત્વથી જાણી લે છે તે શાંતિ પ્રાપ્ત કરી લે છે.' ભગવાનની આ વાતને આપણે સાંભળી તો લીધી, પણ એને માનતા નથી. માની લઈએ તો કામ થઈ જાય.

ભગવાને ગીતામાં જાણવા પર વધારે ભાર આપ્યો છે. વાસ્તવમાં જે કામ મનથી થાય છે તેનું મૂલ્ય છે. કોઈ પણ ક્રિયામાં જો મનમાં કોઈ સ્વાર્થ છે તો તે નીચી કક્ષાની છે. ક્રિયામાં ત્રણ જ વાતો મુખ્ય છે – ક્રિયા કાં તો સ્વાર્થથી થાય છે કે પરમાર્થથી અથવા આ બન્નેથી રહિત. જ્યાં સ્વાર્થ અને પરમાર્થ બન્નેય નથી, તે ક્રિયાઓનો તો બિલકુલ ત્યાગ કરી દેવો જોઈએ. પ્રમાદ અને આળસથી તો બચવું જ જોઈએ. સાંસારિક સ્વાર્થની ક્રિયાથી પણ બચવું જોઈએ. બધો સમય ભગવદ્ કાર્યમાં જ લગાવવો જોઈએ. એના પર ભાર મૂકીએ તો બહુ જ જલદી લાભ થઈ શકે છે. જેમ કે, જ્યારે આપણે એવું સમજી જઈશું કે આ ખાડો છે, એમાં આપણે પડીશું તો મૃત્યુ થશે, તો આપણે એની નજીક પણ નહીં ફરકીએ. એવી જ રીતે જો આપણે પાપોને સમજી લઈએ, તો પછી આપણે ક્યારેય પાપ કરી જ શકતા નથી. કારણ કે, ભગવાન

કહે છે કે – **'અધો ગચ્છન્તિ તામસાઃ।'** (ગીતા - ૧૪/૧૮). 'તામસી મનુષ્યો નીચ યોનિમાં જાય છે' એમ સમજી લીધા પછી કોઈ પણ દુર્ગુણ-દુરાચાર આપણાથી થઈ જ શકતા નથી. જો લૌકિક સ્વાર્થનું ચિંતન પણ હાનિકારક જણાવા લાગવા માંડે તો એનાથી છુટકારો થઈ શકે છે. પરમાર્થ-વિષય જ સૌથી શ્રેષ્ઠ, ઉચ્ચ કોટિની ચીજ છે.

મેં જે વાત કહી છે તેને એકાંતમાં બેસીને વારંવાર વિચારવી જોઈએ. 'ભલે સર્વસ્વનો નાશ થઈ જાય પરંતુ જેના લીધે ચોર્યાશી લાખ યોનિઓમાં ભટકવું પડે એવું કામ અમે નહીં કરીએ' - આવી રીતે દૃઢતાથી વિચારી લેવાથી આપણે વાસ્તવમાં સુખી થઈ શકીએ છીએ. આવું સમજી લેવાથી બીજાં કામ ગૌણ બની જાય છે. જો આ વાતોને આપણે સમજી લીધી હોત તો આપણને બીજાં કામ ખતરનાક દેખાયા હોત અને સૌથી પહેલાં આપણે ભજન જ કરત. અત્યારે તો માન્યતામાં જ ઊણપ છે, પછી જાણવું તો ઘણું દૂરની વાત છે. વસ્તુના તત્ત્વનું જ્ઞાન થયા પછી તો કામ સંપન્ન થઈ જશે. આપણે પોતાના નિત્યકર્મની સાથે પાંચ મિનિટના આ વિચારને પણ નિત્યકર્મમાં સામેલ કરી લેવો જોઈએ. રોજ પાંચ મિનિટ આ વાતોનું મનન કરવું જોઈએ. જો આપણા શરીરનો નાશ થઈ જાય તો એથી આપણું શું નુકસાન છે, કારણ કે આ બધું તો નાશવંત જ છે. મનુષ્યયોનિ સિવાય બીજી યોનિઓમાં આત્મકલ્યાણ માટે સાધન નથી, માટે આ મનુષ્યશરીર પામીને પોતાનું કામ સાધી લેવું જોઈએ. શાસ્ત્ર કહે છે – **'ઉત્તિષ્ઠત જાગ્રત પ્રાપ્ય વરાન્નિબોધત.'** 'ઊઠો, જાગો અને આત્મકલ્યાણકારી શ્રેષ્ઠ વચનોને સાંભળીને, જાણીને લક્ષ્યની પ્રાપ્તિમાં આગળ વધો.'

તમે અધ્યાત્મવિષયમાં ઊંઘી રહ્યા છો, તેમાંથી જાગો. જાગ્યા પછી પણ મનુષ્ય ફરી ઊંઘી શકે છે, તેથી કહ્યું કે ઊઠો અને પછી તે તત્ત્વને સમજો. પરંતુ આપણે તો મોહ-માયારૂપી મદિરા પીને નશામાં એવા ચૂર થઈ રહ્યા છીએ કે આપણને કશી પણ ગતાગમ જ નથી. કેવળ જાણવાથી પરમાત્માની પ્રાપ્તિ થઈ જશે. આપણે તો જાણનારા

મહાત્માઓ પાસેથી જાણી લેવું જોઈએ. શ્રુતિ, શાસ્ત્ર અને મહાત્મા-પુરુષોની વાતો પર ધ્યાન આપવું જોઈએ. તેઓ આપણને ચેતવણી આપી રહ્યા છે. આપણે પાગલ અને બાળકની જેમ લાપરવાહી નહીં કરવી જોઈએ. નહીં તો એનું ખરાબ ફળ ભોગવવું પડશે. વિચારવું જોઈએ, પાપીમાં પાપી હોય અને જીવનના છેલ્લા શ્વાસ લઈ રહ્યો હોય તેનું પણ જો કલ્યાણ થઈ શકે છે, તો પછી આપણી પાસે તો ઘણો સમય છે. આમ હોવા છતાં પણ જો આપણે પોતાનું આત્મકલ્યાણ નથી કરતા તો આપણા જેવો મૂર્ખ બીજો કોઈ છે જ નહીં. આપણે નહીં માનીએ તો શાસ્ત્રો અને મહાત્માઓનું તો કોઈ નુકસાન છે નહીં, નુકસાન તો આપણું જ છે. તેથી આપણે વિચાર કરવો જોઈએ. આપણું જેમાં પરમ હિત છે તે કામ માટે મરણ-પર્યન્ત કોશિશ કરવી જોઈએ. તે કામ માટે મરી ફિટવું જોઈએ. લોકો તો ધન અને માન-મોટાઈ માટે મરી ફિટે છે, દેશભક્તિ માટે જેલ ભોગવે છે, પ્રાણોનો ત્યાગ કરી દે છે. એનાથી તેમને માન મળે છે, પણ કલ્યાણ તો નથી જ થતું. વસ્તુતઃ આત્મ કલ્યાણ માટે મરવું એ જ અસલી મરવું છે. માણસ મરે તો એવી રીતે મરે કે પછી ક્યારેય મરવું જ ન પડે, ધર્મ માટે મરે.

# ભગવાન અને મહાત્માનો પ્રભાવ

ભગવાનના પ્રભાવને હું જાણનારો હોત તો મારા સંગ, ભાષણ, સ્પર્શની તો વાત જ શી કરવી, મારા દર્શન માત્રથી જ તમારું કલ્યાણ થઈ જાત. તોપણ આ બહાને ભગવાનની ચર્ચા કરવી છે. જ્યાં સુધી ભગવાનની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી આપણે હજારો વાર સ્વર્ગમાં અને નરકમાં ગયા છીએ. ઘટ-યંત્ર (રહેંટ)ની જેમ ઘૂમતા રહીએ છીએ, પરંતુ આજ સુધી શાશ્વત શાંતિ મળી નથી, શાશ્વત આનંદ મળ્યો નથી.

**સુખમાત્યન્તિકં યત્તદ્બુદ્ધિગ્રાહ્યમતીન્દ્રિયમ્ ।**
**વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ ॥**
**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ ।**
**યસ્મિન્ સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥** (ગીતા - ૬/૨૧-૨૨)

'ઇન્દ્રિયો વડે ગ્રહણ ન કરાય તેવું, કેવળ શુદ્ધ થયેલી બુદ્ધિ દ્વારા જ ગ્રહણ કરવા યોગ્ય જે અનંત આનંદ છે; તે આનંદને જે અવસ્થામાં અનુભવે છે અને જે અવસ્થામાં સ્થિત થયેલો આ યોગી પરમાત્માના સ્વરૂપથી વિચલિત નથી થતો –

પરમાત્માની પ્રાપ્તિરૂપી જે લાભને પામીને એનાથી વધારે બીજા કશા લાભને માનતો નથી અને પરમાત્મપ્રાપ્તિરૂપ જે અવસ્થામાં સ્થિત થયેલો યોગી ઘણા ભારે દુઃખથી પણ ચલાયમાન થતો નથી.'

આખા શરીરે કપડું લપેટીને કેરોસીન-તેલમાં પલાળીને આગ ચાંપી દો, જેમ હનુમાનજીના પૂંછડાને આગ ચાંપવામાં આવી હતી, પ્રહ્લાદજીને અગ્નિમાં નાખી દેવામાં આવ્યા, પણ તેમને ઊની આંચ આવી નહીં. આવી સ્થિતિ જો આપણે પ્રાપ્ત કરી લઈએ તો સંસારમાં ભક્તિ-જ્ઞાન-વૈરાગ્યનો એટલો પ્રચાર કરી શકીએ છીએ કે કળિયુગનો સત્યયુગ થઈ જાય.

આપણે ગીતાનો પાઠ કરીએ છીએ. તેના અર્થ, ભાવ અનુસાર જેનું જીવન હોય તે જ મનુષ્ય સંસારમાં સૌથી શ્રેષ્ઠ છે. તેનું જીવન સફળ છે. ફક્ત મૂળ પાઠ કરનારા કરતાં અર્થ સહિત પાઠ કરનારો હજારો ગણો, તેના કરતાં હજારો ગણો અર્થ સમજનારો, તેના કરતાં પણ હજારો ગણો

ભાવ સમજનારો અને તેના કરતાં પણ અનંત ગણો તે અનુસાર જીવન બનાવનારો શ્રેષ્ઠ છે.

નાસ્તિકે પણ પોતાની બુદ્ધિ અનુસાર જે વાત સૌથી ઉત્તમ જણાય તે અનુસાર પોતાનું જીવન વિતાવવું જોઈએ. તેને પણ એવું ચોક્કસ હશે કે સત્ય બોલવું એ શ્રેષ્ઠ છે, બ્રહ્મચર્યનું પાલન કરવું એ શ્રેષ્ઠ છે, ચોરી કરવી એ ખરાબ છે, મિથ્યા આચરણ એ ખરાબ છે.

આપણને બ્રહ્મચર્ય, સત્ય, અહિંસા, ધર્મનું પાલન કરવા માટે મનુષ્ય બનાવવામાં આવ્યા છે; હિંસા કરવા માટે, બીજાઓને દુઃખ આપવા માટે નથી બનાવવામાં આવ્યા.

સંસારમાં અન્ય કોઈ પણ જીવની એવી શક્તિ નથી કે તે બધાંનો ઉપકાર કરી શકે. મનુષ્ય દેવતાઓ સુધી સઘળા ત્રિલોકનો પ્રબંધ કરી શકે છે. આવું મનુષ્યશરીર પામીને જે તેને બરબાદ કરે છે તેના માટે વેદ ભગવાન કહે છે –

**અસુર્યા નામ તે લોકા અન્ધેન તમસાવૃતાઃ ।**
**તાઁ્સ્તે પ્રેત્યાભિગચ્છન્તિ યે કે ચાત્મહનો જનાઃ ॥** (ઈશાવાસ્યોપનિષદ - ૩)

'અસુરોના જે પ્રસિદ્ધ લોકો છે તે બધા ઘોર અંધકારથી ઢંકાયેલા છે. જે કોઈ પણ આત્મઘાતી માણસો હોય છે તેઓ મર્યા પછી વારંવાર તે જ લોકોને પામે છે.'

મનુષ્યશરીર મેળવીને પરમાત્માને નહીં જાણવા એ જ આત્માનું દહન છે. આવા આત્મઘાત કરનારાઓની એ જ ગતિ થાય છે કે જે ગળાફાંસો ખાનારા, પાણીમાં ડૂબનારા આત્મહત્યારાઓની થાય છે.

જે વાતને તમે શ્રેષ્ઠ સમજો છો, સત્ય બોલવું એ ઉત્તમ છે – તમારી બુદ્ધિથી, શાસ્ત્રથી, મહાત્માઓથી પણ આવો જ નિશ્ચય કરો છો, છતાં પણ જૂઠું બોલો છો - આત્મગ્લાનિ થાય છે, પતન થાય છે. જે ભાઈ આ મોકો મેળવીને પણ આત્માનું કલ્યાણ કરતો નથી તેણે ઘણું પછતાવું પડશે.

પોતાનો સમય વ્યર્થ વિતાવવો જોઈએ નહીં. આપણાથી થતાં ખરાબ અને સારાં કામોની નિત્ય કાળજી લેવી જોઈએ.

તમારી પાસે એવો કયો ઉપાય છે કે જેનાથી તમને જો અત્યારે જ મૃત્યુનું નોતરું આવી જાય તો તમે જવા માટે ઇન્કાર કરી શકો?

તમે ભલે કોઈ ધર્મ-આચાર્ય–સાધુ-મહાત્માને ન માનો, પરંતુ એ તો માનવું જ પડશે કે તમારે પોતાના સિદ્ધાંતો અનુસાર તો પોતાનું જીવન વિતાવવું જ જોઈએ. તમારા અંતઃકરણથી વિરુદ્ધ તમે નીચ કામ કરી રહ્યા છો. તમે મનુષ્ય છો, પતન નહીં થવું જોઈએ, ઉત્થાન થવું જોઈએ.

ઈશ્વરે તમને બુદ્ધિ અને જ્ઞાન આપ્યાં છે, વિચાર કરો, આત્માને ઉન્નત કરો - તેનું પતન ન કરો. જેનું મન અને ઇન્દ્રિયો વશમાં છે તે સ્વયં પોતાને ઊંચે ઉઠાવી શકે છે. આ મનુષ્ય પોતે જ પોતાનો મિત્ર છે, પોતે જ શત્રુ છે. જેનું મન અને ઇન્દ્રિયો વશમાં છે તે પોતે જ પોતાનો મિત્ર છે; વશમાં નથી તે પોતે જ પોતાનો શત્રુ છે. એક સ્ત્રી જાતિ છે, આપણાં નેત્રો તેની તરફ જાય છે, તો સમજવું જોઈએ કે આપણાં નેત્રો આપણા વશમાં નથી. આપણે જૂઠું બોલી રહ્યા છીએ, મનમાં સમજીએ છીએ કે આત્માનું પતન થઈ રહ્યું છે. ઈશ્વરે જ્યારે તમને મનુષ્ય બનાવ્યા છે તો હવે તમારે પોતાના આત્માનું પતન નહીં કરવું જોઈએ.

ભગવાનના પ્રભાવ અને રહસ્યની વાત બતાવવામાં આવે છે. ભગવાન રહસ્યને જાણી લીધા પછી તો ભગવાનની પ્રાપ્તિમાં વિલંબ થતો જ નથી. એક-એક શબ્દમાં આવું રહસ્ય ભરેલું પડ્યું છે.

ભગવાન સૂત્રરૂપે ગીતામાં અધ્યાય પાંચના શ્લોક ૨૯માં કહે છે –

**ભોક્તારં યજ્ઞતપસાં સર્વલોકમહેશ્વરમ્ ।**
**સુહૃદં સર્વભૂતાનાં જ્ઞાત્વા માં શાન્તિમૃચ્છતિ ॥**

'મારો ભક્ત મને સર્વ યજ્ઞો અને તપોનો ભોગવનાર, સમસ્ત લોકોના ઈશ્વરોનો પણ ઈશ્વર તથા સમસ્ત ભૂત-પ્રાણીઓનો સુહૃદ અર્થાત્ સ્વાર્થરહિત, દયાળુ અને પ્રેમી એમ તત્ત્વથી જાણીને શાંતિને પામે છે.'

જે આ વાતના રહસ્યને જાણતો નથી તે મનુષ્ય નીચે તરફ જાય છે. નીચે તરફ જવું એ પતન છે. જે આ જાણે છે તે પરમશાંતિ પ્રાપ્ત કરે છે. ભગવાનને જાણવા એ જ તો રહસ્ય છે. જાણવાથી જ શાંતિ મળે છે. ભગવાન કહે છે - યજ્ઞ અને તપનો ભોક્તા હું છું. કોઈના પણ માટે, દેવતા, મનુષ્ય વગેરે માટે યજ્ઞ, દાન વગેરે થાય છે તેનો ભોક્તા હું છું. ભગવાન વારંવાર કહે છે –

**અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ ।**
**અહમાદિશ્ચ મધ્યં ચ ભૂતાનામન્ત એવ ચ ॥** (ગીતા - ૧૦/૨૦)

'હે અર્જુન! હું બધાં ભૂતોના હૃદયમાં સ્થિત બધાંનો આત્મા છું અને સમસ્ત ભૂતોનો આદિ, મધ્ય અને અંત પણ હું જ છું.'

**સર્વસ્ય ચાહં હૃદિ સન્નિવિષ્ટો મત્તઃ સ્મૃતિર્જ્ઞાનમપોહનં ચ ।**
**વેદૈશ્ચ સર્વૈરહમેવ વેદ્યો વેદાન્તકૃદ્વેદવિદેવ ચાહમ્ ॥** (ગીતા - ૧૫/૧૫)

'હું જ બધાં પ્રાણીઓના હૃદયમાં અંતર્યામીરૂપે સ્થિત છું તથા મારાથી જ સ્મૃતિ, જ્ઞાન તેમ જ અપોહન થાય છે તથા બધા વેદો વડે હું જ જાણવા યોગ્ય છું; તેમ જ વેદાંતનો કર્તા અને વેદોનો જાણનારો પણ હું જ છું.'

**જ્યોતિષામપિ તજ્જ્યોતિસ્તમસઃ પરમુચ્યતે ।**
**જ્ઞાનં જ્ઞેયં જ્ઞાનગમ્યં હૃદિ સર્વસ્ય વિષ્ઠિતમ્ ॥** (ગીતા - ૧૩/૧૭)

'તે પરબ્રહ્મ જ્યોતિઓનો પણ જ્યોતિ તેમ જ માયાથી અત્યંત પર કહેવામાં આવે છે. તે પરમાત્મા બોધસ્વરૂપ, જાણવા યોગ્ય તેમ જ તત્ત્વજ્ઞાનથી પ્રાપ્ત કરવા યોગ્ય છે અને સૌના હૃદયમાં વિશેષરૂપે સ્થિત છે.'

**ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।**
**ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા ॥** (ગીતા - ૧૮/૬૧)

'હે અર્જુન! શરીરરૂપી યંત્ર પર આરૂઢ થયેલાં સમસ્ત પ્રાણીઓને અંતર્યામી પરમેશ્વર પોતાની માયાથી તેમનાં કર્મો અનુસાર ભ્રમણ કરાવતો, બધાં પ્રાણીઓના હૃદયમાં સ્થિત છે.'

**યતઃ પ્રવૃત્તિર્ભૂતાનાં યેન સર્વમિદં તતમ્ ।**
**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવઃ ॥** (ગીતા - ૧૮/૪૬)

'જે પરમેશ્વરથી સઘળાં પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ સમસ્ત જગત વ્યાપ્ત છે તે પરમેશ્વરની પોતાનાં સ્વાભાવિક કર્મો વડે પૂજા કરીને મનુષ્ય પરમસિદ્ધિને પ્રાપ્ત કરી લે છે.'

કોઈની પણ સેવા એ ભગવાનની સેવા છે. કોઈનું પણ અનિષ્ટ કરવું એ ભગવાનનું અનિષ્ટ કરવું છે. આ રહસ્યને આપણે સમજી જઈએ તો

આપણને શાંતિ પ્રાપ્ત થઈ જશે.

આપણે કોઈ સાધુમહાત્માને પોતાને ઘરે ભોજન કરાવીને કેટલા સંતુષ્ટ થઈએ છીએ! જો ભગવાન આવી જાય ત્યારે તો તેમને ભોજન કરાવવામાં કેટલો આનંદ થાય? રાજા રન્તિદેવ બધાંને સાક્ષાત્ ભગવાન સમજતા હતા. બધું જ જતું રહ્યું. ૪૮ દિવસ ભૂખ્યા-તરસ્યા વીતી ગયા. ૪૯મા દિવસે ઘી, ખીર, હલવો અને પાણી મળ્યાં. પરિવારમાં બધાંને વહેંચીને ખાવા ઈચ્છતા હતા, તે વખતે જ એક બ્રાહ્મણ અતિથિ આવી પહોંચ્યા, તેમને ભોજન કરાવ્યું. પછી એક શૂદ્ર અતિથિ આવી પહોંચ્યા, તેમને જમાડ્યા. પછી એક બીજા અતિથિ કૂતરા સાથે આવ્યા, તેમને વધેલું અન્ન ખવડાવી દીધું. કેવળ થોડું પાણી એક આદમીની તરસ છુપાવવા લાયક બચ્યું. તે પીવા ઈચ્છતા હતા ત્યાં જ એક ચાંડાલ આવ્યો. તેનો લાચારીભર્યો પોકાર સાંભળીને રાજા પાણી પણ તેને આપી દે છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ જ આ રૂપોમાં આવ્યા હતા, તેઓ પ્રગટ થઈ ગયા. રાજાને વરદાન આપવા ઈચ્છ્યું. રાજા નિષ્કામી હતા, તેમણે કશુંય માગ્યું નહીં. પોતાના પરિવાર-સહિત ભગવાનમાં ધ્યાન જોડીને ભગવાનના પરમધામને પામી ગયા.

હજી તત્ત્વની વાત બાકી છે. જ્યારે તમે સમજી જશો કે ભગવાન જ બધાનો આત્મા છે ત્યારે **'વાસુદેવઃ સર્વમિતિ'** એ તમને પ્રત્યક્ષ દેખાવા લાગશે. નામદેવજી કૂતરાની પાછળ ઘીનો વાડકો લઈને દોડે છે - 'મહારાજ રોટલી ચોપડેલી નથી.' ભગવાન થોભી ન શક્યા, પ્રગટ થઈ ગયા. વાલ્મીકિજી કહે છે – 'પહેલાં એ તો બતાવો કે તમે ક્યાં નથી; તો પછી હું રહેવાની જગ્યા બતાવું.' પ્રહ્લાદ કહે છે - 'સર્વ જગ્યાએ છે,' તો થાંભલામાંથી પ્રત્યક્ષ પ્રગટ થઈ ગયા. જે મનુષ્ય કોઈની પણ સેવા કરતાં, કોઈને પણ ભોજન કરાવતાં એમ સમજે છે કે હું ભગવાનની જ સેવા કરું છું, ભગવાનને જ ભોજન કરાવું છું તેને ભગવાનની સેવા કરવાનું, ભગવાનને ભોજન કરાવવાનું જ ફળ મળશે અર્થાત્ ભગવાન પ્રગટ થઈ જશે.

**વિદ્યાવિનયસંપન્ને બ્રાહ્મણે ગવિ હસ્તિનિ ।**
**શુનિ ચૈવ શ્વપાકે ચ પણ્ડિતાઃ સમદર્શિનઃ ॥** (ગીતા - ૫/૧૮)

'તે જ્ઞાનીજનો વિદ્યાયુક્ત અને વિનયશીલ બ્રાહ્મણમાં તથા ગાય, હાથી, કૂતરા અને ચાંડાલમાં પણ સમદર્શી જ હોય છે.'

સર્વત્ર સમદષ્ટિ થશે, બધાં ભગવાન જ દેખાશે. બ્રાહ્મણ, ચાંડાલ, સાધુ બધાને ભોજન કરાવવામાં તે જ આનંદ થશે, કૂતરાને રોટલી આપવામાં તે જ આનંદ થશે, જે સાક્ષાત્ વિષ્ણુને ભોજન કરાવવામાં થાય છે. ગાયને રોટલી આપવામાં, પક્ષીઓને ચણ નાખવામાં એવો આનંદ થશે કે તે હરહંમેશ આનંદમુગ્ધ રહેશે.

તર્પણમાં આપણે જળ દ્વારા સઘળા ત્રિલોકના જીવો માટે જળ આપીએ છીએ, બધાં ભગવાનનું રૂપ છે – **'શ્રીકૃષ્ણાર્પણમસ્તુ'** કહીએ છીએ – દેવતા, ઋષિ, પિતૃ, કીડા, પતંગિયાં, શત્રુ, મિત્ર - બધાંને તૃપ્ત કરીએ છીએ.

બલિવૈશ્વદેવમાં પણ આ જ વાત છે - સઘળું વિશ્વ ભગવાનનું રૂપ છે. સઘળા વિશ્વને બલિ આપીને ભોજન કરવાનું છે. બલિવૈશ્વદેવનું ખાતાં વધેલું અન્ન કૂતરા, ગાય, કીડી - બધાંને આપો. સઘળા વિશ્વને ભગવાનનું રૂપ સમજવાથી કેટલી બધી શાંતિ થાય છે! બધાંને ભોજન કરાવવામાં, જળ પિવડાવવામાં તે જ આનંદ થશે.

એકનાથજી ગંગોત્રીનું પાણી લઈને રામેશ્વરને ચઢાવવા જઈ રહ્યા હતા. ઉત્તર છેડેથી લાવીને દક્ષિણ કિનારે લઈ ગયા. રસ્તામાં તરસના માર્યા તરફડતા ગધેડાને વ્યાકુળ જોઈને જળ પિવડાવી દીધું. ભગવાન પ્રગટ થઈ ગયા. ભગવાન કહે છે –

**અથવા બહુનૈતેન કિં જ્ઞાતેન તવાર્જુન ।**
**વિષ્ટભ્યાહમિદં કૃત્સ્નમેકાંશેન સ્થિતો જગત્ ॥** (ગીતા - ૧૦/૪૨)

'અથવા હે અર્જુન! આ વધારે જાણવાથી તારું શું પ્રયોજન છે? હું આ સમસ્ત જગતને પોતાની યોગશક્તિના એક અંશમાત્રથી ધારણ કરીને સ્થિત છું.'

**યો માં પશ્યતિ સર્વત્ર સર્વં ચ મયિ પશ્યતિ ।**
**તસ્યાહં ન પ્રણશ્યામિ સ ચ મે ન પ્રણશ્યતિ ॥** (ગીતા - ૬/૩૦)

'જે મનુષ્ય સમસ્ત ભૂતોમાં સૌના આત્મા મુજ વાસુદેવને જ વ્યાપક

જુએ છે અને સમસ્ત ભૂતોને મુજ વાસુદેવની અંતર્ગત જુએ છે, તેને માટે હું અદૃશ્ય નથી હોતો અને તે મારે માટે અદૃશ્ય નથી હોતો.'

તેનાથી ભાગીને પણ ભગવાન ક્યાં જાય? ભગવાન કહે છે કે હું યજ્ઞો અને તપોનો ભોક્તા છું. લોકો આ વાત જાણતા નથી, તેથી પતન પામે છે. જાણી લે તો પ્રત્યક્ષ શાંતિ મળે છે. એક દિવસમાં તમારામાં પરિવર્તન થઈ જશે.

આ સંક્ષેપમાં રહસ્યની વાત બતાવવામાં આવી સૂર્યનાં હજારો કિરણોમાંના એક કિરણના અંશ, સમુદ્રના એક બુંદની જેમ બતાવવામાં આવી.

હવે, પ્રભાવની વાત - **'સર્વલોકમહેશ્વરમ્'** એ સમજી લો, તો તમને શાંતિ મળી જશે.

ભગવાન કહે છે –

**યો મામેવમસમ્મૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ।**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥** (ગીતા - ૧૫/૧૯)

'હે ભારત! જે જ્ઞાની મનુષ્ય મને આ રીતે તત્ત્વથી પુરુષોત્તમ સ્વરૂપે જાણે છે તે સર્વજ્ઞ મનુષ્ય સર્વ રીતે નિરંતર મુજ વાસુદેવ પરમેશ્વરને જ ભજે છે.' એની પાસે મને છોડીને બીજી તરફ નજર નાખવાને માટે એક ક્ષણનો પણ સમય રહેશે નહીં.

એક રાજા હતા. તેમણે એક સેવકને એવું વરદાન આપી દીધું કે સવારથી સાંજ સુધી જે વસ્તુ જેટલી ઇચ્છતા હો તેટલી મારા રાજ્યમાંથી લઈ જવી. રાજાની પાસે કોલસા, કાંકરા, પથ્થર, સોનું, ચાંદી, પિત્તળ, હીરા, મોતી બધી વસ્તુઓ હતી. સેવકે વિચાર્યું કે સૌથી કીમતી વસ્તુ જ લેવી જોઈએ. તે હીરા, મોતી, રત્નો તરફ જ ગયો. મૂર્ખ માણસ પણ હલકી વસ્તુ લેવાનું નહીં ઇચ્છે. આવી રીતે મારા પ્રભાવને જાણનારો બધી રીતે મને જ ભજશે.

પારસનો પ્રભાવ લોઢાને સોનું બનાવવાનો છે - પારસ બીજો પારસ બનાવી શકતો નથી, પરંતુ ભગવાનની તો વાત જ નિરાળી છે. તેમના ભક્ત પણ બહુ પ્રભાવશાળી હોય છે.

**પારસ મેં અરુ સંત મેં યહી અન્તરો જાન ।**
**વહ લોહા સોના કરે યહ કરે આપ સમાન ॥**

આપણે ધનસંપત્તિનો પ્રભાવ સારી રીતે જાણીએ છીએ. આ દુનિયામાં જે વસ્તુ જોવામાં આવે છે તે બધી ધનથી મળે છે. આ પ્રત્યક્ષ જોઈએ છીએ. ધનસંપત્તિ માટે ભાઈ-ભાઈ, મા-બાપ, જમાઈ બધાંની સાથે લડીએ છીએ.

ભગવાનનો પ્રભાવ આપણે સમજી લઈએ તો પછી આપણી શી સ્થિતિ થઈ જશે! દધીચિ પાસે ઈન્દ્ર આવે છે – 'મહારાજ તમને જે આનંદ છે તે મને બતાવો.' ઋષિ કહે છે - 'તું એનો અધિકારી નથી. કૂતરાને કૂતરી સાથે જેવો આનંદ આવે છે તેવો જ તારો ઈન્દ્રાણી સાથેનો આનંદ છે.' ત્રિલોકીના રાજ્ય પ્રત્યે પણ ઋષિનો કેવો ભાવ છે?

ધનસંપત્તિનો આટલો પ્રભાવ આપણે કેવી રીતે જાણ્યો? બાળપણથી આપણે જોયું કે સેવ, લાડુ, રમકડાં - બધી વસ્તુઓ પૈસાથી મળે છે. રૂપિયા-પૈસાનું મહત્ત્વ એટલું જાણવા લાગ્યા કે રૂપિયા માટે ઈશ્વર-ધર્મ, બધાં સાથે લડવા લાગ્યા. જો આપણે આજે રાત્રે મરી ગયા તો આખા જનમારામાં જેટલો સમય રૂપિયા કમાવામાં લાગ્યો, બધો ધૂળમાં ગયો.

જો ઈશ્વરનો પ્રભાવ જાણવા લાગીએ તો બધાંને સુખી કરી શકીએ છીએ, મુક્તિનું સદાવ્રત વહેંચી શકીએ છીએ.

કરોડપતિ લોકો હાય-હાય કરતા મરી રહ્યા છે; કોઈ તેમને બચાવી શકતું નથી. રૂપિયા તેમનું રક્ષણ કરી શકતા નથી. પિતા-પુત્ર લડી રહ્યા છે - અદાલતમાં લડી રહ્યા છે, પતિ-પત્ની લડે છે, રૂપિયા રક્ષણ કરી શકતા નથી. રૂપિયા સંતાનો પેદા કરી શકતા નથી. રૂપિયા તમને યુવાન બનાવી શકતા નથી.

બાળપણથી આજ સુધી તમને જેઓ મળ્યા બધા રૂપિયાદાસ જ મળ્યા. બધાએ તમને રૂપિયાનું મહત્ત્વ સમજાવી દીધું. જો પ્રભુના દાસ મળ્યા હોત તો તેઓ પ્રભુનું મહત્ત્વ સમજાવી દેત; રૂપિયા તમને માટી સમાન લાગવા માંડત.

~~■~~

# સાધન તીવ્ર કરવા માટે પ્રેરણા

આપણે દિન-પ્રતિદિન ઉત્તરોત્તર ઉન્નતિ કરવી જોઈએ. એવી કોશિશ કરવી જોઈએ કે પહેલા પંદર દિવસ આપણો સમય જેવી રીતે વીત્યો એના કરતાં આ સમય વધારે ઉત્તમ વીતે તથા ભવિષ્યમાં એનાથી પણ વધારે ઉત્તમ વીતે. આનાથી પણ સૂક્ષ્મ વાત વિચારીને ક્ષણે-ક્ષણે ઉન્નતિ કરવાની કોશિશ કરશો તો તમને વધુ સમય નહીં લાગે, પરંતુ આપણી ઉન્નતિની વાત તો દૂર રહી, બલકે ઉત્તરોત્તર પતન જ થઈ રહ્યું છે. પતન થવાનું તાત્પર્ય એ નથી કે આપણે જે કાંઈ સાધન કર્યું છે તે આપણી પૂંજી નષ્ટ થઈ જશે; એ તો કાયમ રહેશે પરંતુ વર્તમાનનું સાધન ઓછું થતું જાય છે એ જ પતન છે. એક ભાઈની પાસે વીસ લાખ રૂપિયા છે અને એનો લાખ રૂપિયાનો વાર્ષિક ધંધોરોજગાર થાય છે. લાખ રૂપિયાની વાર્ષિક કમાણીને બદલે વાર્ષિક પચાસ હજાર રૂપિયાની આવક થવા લાગી, પછી પચીસ હજારની થવા લાગી અને આગળ જતાં એક હજારની થવા લાગી, અર્થાત્ વર્ષમાં લાખ રૂપિયાનો રોજગાર હવે એક હજારનો થવા લાગ્યો એટલે કે વેપાર ઘટી ગયો. વેપાર ઘટવા છતાં પણ તેની પહેલાંવાળી વીસ લાખ રૂપિયાની પૂંજી કાયમ છે. આને એમ જ કહીશું કે પહેલાં તો તેનો રોજગાર ઘણો સારો થતો હતો, આજકાલ તેનું કામ એકદમ મંદ પડી ગયું છે, એકદમ કમજોર થઈ ગયું છે. આ પ્રમાણે તેના વેપારનું પતન થઈ ગયું. આવું જ આપણું પતન છે અને આવી રીતના પતનને રોજ સંભાળવું જોઈએ કે આજે શો રોજગાર થયો. લોભી માણસ પોતાના મનમાં પોતાની દુકાનનું કમાણીનો અંદાજ રોજ નક્કી કરી લે છે કે આજે કેટલા રૂપિયા કમાયો. રૂપિયાના લોભીનો, કે જેની રૂપિયામાં આસક્તિ છે તેને આવું સ્વાભાવિક જ થાય છે. એવી જ રીતે જો આપણે ભગવાનના પ્રેમી હોઈશું તો પ્રેમને કારણે આ બાબતની સંભાળ આપોઆપ જ થશે. આપણે જે કામ માટે આવ્યા છીએ તે કામમાં તત્પર થઈને આપણે

પોતાનો સમય વિતાવવો જોઈએ. પરમાત્માની પ્રાપ્તિમાં જે વિલંબ થઈ રહ્યો છે તેનું કારણ પરમાત્મામાં આપણા પ્રેમની ઊણપ છે. પ્રેમની ઊણપનું કારણ શ્રદ્ધાની ઊણપ છે અને શ્રદ્ધાની ઊણપનું કારણ છે આપણી મૂર્ખતા. આ મોટા દોષ છે. તેમને એકદમ હટાવવા જોઈએ. નહિ તો આ લોક અને પરલોક બંનેમાં આપણું પતન થઈ જશે.

**અજ્ઞશ્ચાશ્રદ્દધાનશ્ચ સંશયાત્મા વિનશ્યતિ ।**
**નાયં લોકોઽસ્તિ ન પરો ન સુખં સંશયાત્મનઃ ॥**

(ગીતા - ૪/૪૦)

'વિવેકહીન અને શ્રદ્ધારહિત, સંશયયુક્ત મનુષ્ય પરમાર્થથી અવશ્ય ભ્રષ્ટ થઈ જાય છે. આવા સંશયયુક્ત મનુષ્યને માટે નથી તો આ લોક, નથી તો પરલોક અને નથી તો સુખ પણ.'

જેમ મદિરા પીવાથી પૂર્વાપરનું વિશેષ જ્ઞાન રહેતું નથી તેવી જ રીતે મોહરૂપી મદિરાનું પાન કરનારા લોકોને આગળ-પાછળનું વિશેષ જ્ઞાન રહેતું નથી. મોહરૂપી માયાનો નશો એ જ અજ્ઞતા છે, એ જ કારણે અજ્ઞાન છે. આવા સંશયાત્મા અશ્રદ્ધાળુ પુરુષનું, કે જેની પરમાત્મામાં, પરલોકમાં, મહાત્માઓમાં શ્રદ્ધા નથી તેનું પતન થઈ જાય છે. એના માટે નથી તો આ લોક કે નથી તો પરલોક પણ. સંશયાત્માને આ લોકમાં અને પરલોકમાં - ક્યાંય સુખ હોતું નથી અને તે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી સંશય, ભ્રમ અને મૂર્ખતાને કારણે ચિંતામાં તપતો રહે છે અને તેના મૃત્યુ પછી તેની દુર્ગતિ થાય છે. આ બધી વાતો વિચારીને આપણે પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ.

કોઈ ભાઈને રાત્રે સ્વપ્ન આવ્યું અને એ સ્વપ્નમાં તેને અનેક પ્રકારનાં સુખ મળ્યાં. આખી પૃથ્વીનું રાજ્ય મળી ગયું. ઘણીબધી રાણીઓ હતી, તેમની સાથે સહવાસ કર્યો. ઘણી સારી-સારી મોટરગાડીઓમાં અને વિમાનમાં ભ્રમણ કર્યું. સંસારમાં ખાવા-પીવાના જેટલા પણ પદાર્થો છે તેમનો પણ ઉપભોગ કર્યો. રાતભરના સ્વપ્નમાં જાણે દસ વર્ષ વીતી ગયાં. એક જ રાતમાં દસ વર્ષની સફર થઈ

ગઈ. એ પછી આંખ ખૂલી ગઈ અને આંખ ખૂલ્યા પછી કશું પણ દેખાતું નથી. પછી બીજા દિવસે એક સ્વપ્ન આવ્યું, જેમાં તે ભાઈએ દુઃખ જ દુઃખનો ભોગ કર્યો. સ્વપ્નમાં તેની પત્ની મરી ગઈ, પુત્ર પણ મરી ગયો, માલમિલકતોમાં આગ લાગી ગઈ, ક્યાંક ચોરી થઈ ગઈ, ક્યાંક લૂંટી લેવાયું, કોઈ વસ્તુ બળી ગઈ એટલે કે બધું ખતમ થઈ ગયું. પોતે પણ એવો બીમાર પડી ગયો કે મરવાની દશા થઈ ગઈ. એટલામાં તેની આંખ ખૂલી ગઈ અને હવે કશું પણ નથી. એક રાતમાં ભારે ક્લેશ ભોગવ્યો તોપણ કશું નહીં; અને એક રાતમાં ઘણું ભારે સુખ ભોગવ્યું તોપણ કશું નહીં. આંખ ખૂલ્યા પછી સ્વપ્નવાળા શરીર સાથે કોઈ સંબંધ ના રહ્યો. આમ, જાગ્યા પછી નથી તો કોઈ દુઃખ કે નથી તો કોઈ સુખ પણ; પરંતુ સુખ ભોગવતી વખતે જે સુખ હતું તે પ્રત્યક્ષ હતું અને દુઃખ ભોગવતી વખતે જે દુઃખ હતું તે પણ પ્રત્યક્ષ હતું, એમાં કોઈ પણ પ્રકારનો ફરક ન હતો. જેમ કે, આપણે વર્તમાન સમયમાં સુખ ભોગવીએ છીએ અને સ્વપ્નમાં જે સુખ ભોગવીએ છીએ એમાં કોઈ ફરક હોતો નથી. સ્વપ્નમાં જે દુઃખ ભોગવ્યું અને જાગ્રત અવસ્થામાં જે દુઃખ ભોગવીએ છીએ તેમાં કોઈ ફરક નથી. સ્વપ્નમાં જે સમયે આપણે સુખ અથવા દુઃખ ભોગવી રહ્યા હતા તે સમયે તો આપણે પ્રત્યક્ષ જ ભોગવી રહ્યા હતા અને જ્યારે સ્વપ્નના સંસારથી આપણો સંબંધ-વિચ્છેદ થઈ ગયો ત્યારે કશું પણ રહ્યું નહીં. એવી જ રીતે આ શરીરમાં રહીને સુખ ભોગવાય તોપણ શું અને દુઃખ ભોગવાય તોપણ શું? આ શરીર સાથેનો સંબંધ છૂટ્યા પછી તો એ જ દશા હોય છે કે જે સ્વપ્નમાંથી જાગ્યા પછી હોય છે, આ વાત સમજમાં આવ્યા પછી આપણે એ વિચાર કરવો જોઈએ કે આપણા જીવનમાં જે અસલી ચીજ છે તેને માટે જ કોશિશ કરવી જોઈએ. એટલે કે જાગ્યા પછી પણ જે ચીજ કાયમ રહે તે જ અસલી ચીજ છે. દેહ પડી ગયા પછી પણ જે ચીજ કાયમ રહે તે જ અસલી ચીજ છે. અસલી ચીજની આ ઓળખ છે.

**નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ।**
**ઉભયોરપિ દૃષ્ટોઽન્તસ્ત્વનયોસ્તત્ત્વદર્શિભિઃ ॥**

(ગીતા - ૨/૧૬)

'અસત્ વસ્તુની તો સત્તા (અસ્તિત્વ) જ નથી અને સત્‌નો અભાવ નથી. આ પ્રમાણે આ બંનેનું તત્ત્વ તત્ત્વજ્ઞાની પુરુષોએ જોયું છે.'

ભગવાને બતાવ્યું કે જે સત્ય છે તેનો તો ક્યારેય અભાવ હોતો નથી અને જે મિથ્યા છે તે ક્યારેય કાયમ રહેતું નથી - આ કસોટી છે. આ કસોટીથી આપણે હરહંમેશ સાંસારિક સુખ અને દુઃખને કસતા રહેવું જોઈએ. સાંસારિક સુખ અને દુઃખ બંનેય કાયમ રહેતાં નથી. તેઓ તો જોત-જોતામાં ક્ષય પામતાં જાય છે. ક્ષય પામનારી ચીજની કોઈ કિંમત નથી. જે અસલી સુખ છે તે હંમેશાં કાયમ રહે છે, મર્યા પછી પણ તે કાયમ રહે છે; કેમ કે તે સાચું છે. સત્ વસ્તુનો ક્યારેય અભાવ હોતો જ નથી. (૧) પરમાત્મા નિત્ય અને સત્ છે. (૨) તેમના વિષેનું સુખ પણ સત્ છે. (૩) પરમાત્માની સાથેનો જે સંયોગ છે તે પણ સત્ છે અને સંસારની સાથેનો આપણો સંયોગ જોત-જોતામાં ખતમ થઈ જાય છે, તેથી તે મિથ્યા છે. સ્વપ્નના સંસારમાં અને જાગ્રત સંસારમાં બંને કાળમાં ત્રણ ચીજો હોવાથી સત્ માનવામાં આવે છે. એમાંની એક ચીજ પરમ સત્ છે અને બાકીની બીજી બે ચીજોને સત્ માનવામાં આવે છે. સ્વપ્નમાં જે આપણું અંતઃકરણ અને તેના બે ભેદ - મન અને બુદ્ધિ - હતાં તે જ અંતઃકરણ અને મન-બુદ્ધિ જાગ્રત અવસ્થામાં પણ કાયમ છે; કેમ કે તે ન હોત તો જાગ્યા પછી સ્વપ્નની ઘટનાને આપણે કેવી રીતે સમજી શકત? અને તેમાં જે આત્મા છે તે તો કાયમ છે જ, તે તો પ્રત્યક્ષ છે. આત્મામાં જે અનુભવ થયો કે હું સુખી થયો અથવા દુઃખી થયો, જાગ્યા પછી પણ તે જ જ્ઞાન છે. તેથી, આત્મા નિત્ય છે આત્મા પરમ નિત્ય છે. કેમ કે પરમાત્માની પ્રાપ્તિ પછી પણ આત્માનો અભાવ થતો નથી. પરલોકમાં એટલે કે નરક અથવા સ્વર્ગમાં આપણે ચાલ્યા જઈએ તો ત્યાં પણ આપણો

આત્મા છે. આત્મા તો સદૈવ કાયમ છે અને આપણાં મન-બુદ્ધિ પણ કાયમ રહેશે. આપણે ક્યાંય પણ, નરક અથવા સ્વર્ગમાં જઈએ, આપણાં સાંસારિક મન-બુદ્ધિ પણ કાયમ રહેશે. પરંતુ જો આપણે ગુણોથી અતીત પરમાત્માને પ્રાપ્ત કરી લઈશું તો આપણો આત્મા, કે જે સત્ય અને નિત્ય છે, ત્યાં (પરલોકમાં) જશે. પરંતુ આ મન અને બુદ્ધિ માયિક હોવાથી અહીં જ આ સંસારમાં રહી જશે. સ્વપ્ન પણ માયિક હતું અને સંસાર પણ માયિક છે. તેથી સ્વપ્નમાંથી જાગ્રત અવસ્થામાં અવાય ત્યાં સુધી તો મન-બુદ્ધિની સત્તા છે, પરંતુ જ્યારે આપણે તે પરમાત્માને પ્રાપ્ત કરી લઈશું, નિત્ય અને દિવ્ય પરમધામમાં જઈશું ત્યારે તો ત્યાં માયિક વસ્તુઓ જઈ શકતી નથી. તેથી એમ સમજવું જોઈએ કે આ મન અને બુદ્ધિ તો સાપેક્ષપણે નિત્ય છે અને આત્મા સદૈવ નિત્ય છે. આત્માવિષયક આનંદ, પરમાત્માવિષયક આનંદ તો હંમેશાં કાયમ રહેશે. તેથી તે આનંદને સાચો સમજીને તેનો જ આદર કરવો જોઈએ અને મિથ્યા આનંદની અવગણના કરવી જોઈએ. એમાં આપણને શો પરિશ્રમ છે? જેમ કે, આપણી પાસે પચાસ લાખ રૂપિયા થઈ ગયા અને આજે આપણે મરી ગયા અને મર્યા પછી સ્વર્ગમાં ગયા. ત્યાં ગયા પછી પણ આપણને જ્ઞાન છે કે અમે અમુક વ્યક્તિ હતા અને અમે ત્યાં પચાસ લાખ રૂપિયા છોડીને અહીં આવ્યા છીએ. હવે, તે રૂપિયા સ્વર્ગમાં તો જઈ શકતા નથી, તે તો અહીં જ રહેશે. તેથી પચાસ લાખ રૂપિયા રહી ગયા તોપણ શું અને એક લાખ રૂપિયા રહી ગયા તોપણ શું અને નહીં રહ્યા તોપણ શું? જ્યારે પરલોકમાં તે ધનની સાથે આપણો કોઈ સંબંધ જ નથી તો તેને માટે આપણે પોતાનું જીવન શા માટે વેડફીએ? અને જો સ્વર્ગમાં તેની સાથે સંબંધ જ નથી તો જ્યાં ગુણાતીત પરમાત્માની પ્રાપ્તિ છે, પરમાત્માનું નિત્ય પરમ ધામ છે ત્યાં પણ કોઈ સંબંધ છે જ નહીં. ત્યાં તો કોઈની સાથે કોઈ સંબંધ નથી. પરંતુ અહીં આપણો પરમાત્માની સાથે જે સંબંધ થઈ ગયો તે પરલોકમાં પણ છે અને અહીં પણ છે, તે નિત્ય

અને સત્ય વસ્તુ છે. પરમાત્મા નિત્ય અને સત્ય વસ્તુ છે. આપણો આત્મા પણ નિત્ય અને સત્ વસ્તુ છે. મન અને બુદ્ધિ તો થોડા સમય માટે, પરલોક માટે તો નિત્ય છે, પરંતુ પરમાત્માની પ્રાપ્તિ થયા પછી અહીં જ સંસારમાં રહી જાય છે. તેથી પરમાત્માના સુખની પ્રાપ્તિ જ અસલી ચીજ છે. તેની ઓળખ એ છે કે તેનો નાશ થતો નથી અને તેનું પરિવર્તન પણ થતું નથી; તે વસ્તુ હરહંમેશ એકસમાન જ રહે છે. જે વસ્તુ ક્ષણે-ક્ષણે ક્ષય પામતી હોય કે બદલાતી રહેતી હોય તે મિથ્યા છે. આ મન અને બુદ્ધિ બદલાતી રહેતી વસ્તુ છે તેથી મિથ્યા છે. આપણી બુદ્ધિ બદલાતી રહે છે. પરમાત્માના તત્ત્વનું બુદ્ધિમાં જે યથાર્થ જ્ઞાન થઈ જાય છે તેમાં પરિવર્તન થતું નથી. એમાં ઊણપ પણ આવતી નથી. તેનાથી એ વાત સિદ્ધ થઈ જાય છે કે અસલી વસ્તુ પરમાત્મા છે. તેથી આપણે પરમાત્માને પકડવા જોઈએ અને પરમાત્મા સિવાયનો જે સંસાર છે તેને પકડવો એ મહામૂર્ખતા છે. સમજવું કે, આપણને સ્વપ્ન આવી રહ્યું છે અને આપણે વિમાનમાં બેસીને સફર કરી રહ્યા છીએ અને એ સમયે થોડી જાગૃતિ આવી ગઈ. આપણે તે અર્ધ-જાગ્રત અવસ્થા (બિલકુલ જાગ્રત પણ નહીં અને સ્વપ્ન પણ નહીં - એવી વચ્ચેની અવસ્થા)માં એવો વિચાર કરીએ કે આપણે સ્વપ્નમાં વિમાનમાં જઈ રહ્યા છીએ, જ્યાં આપણું લક્ષ્ય છે ત્યાં વિમાન પહોંચાડી દઈએ, પછી જાગીશું. એ પછી વધારે જાગૃતિ આવે છે, તો જોઈશું કે ભલે ગમે ત્યાં પહોંચી જાઓ ત્યાં નથી તો વિમાન કે નથી તો ક્યાંય પહોંચવાનું પણ. જાગ્યા પછી ક્યાં પહોંચવાનું? હવે તો તે મિથ્યા કલ્પના છે, તે પહોંચવામાં મજા પણ નથી આવતી. પરલોકમાં ગયા પછી આ સંસારનો રસ આવતો નથી, તે સ્વપ્નવત્ થઈ જાય છે, તેનો કોઈ સંબંધ જ રહેતો નથી. આ લોકનું એટલે કે સંસારનું શરીર તો અહીં જ રહી જાય છે, તેની સાથે કોઈ સંબંધ રહેતો નથી. પરલોકમાં જનારું શરીર બીજું છે. તે શરીરની સાથે આ સંસારનો અને આ શરીરનો કોઈ સંબંધ એવી

રીતે રહેતો નથી કે જેમ જાગ્યા પછી સ્વપ્નના સંસાર સાથે કોઈ સંબંધ રહેતો નથી તથા પરમાત્માની પ્રાપ્તિ થઈ ગયા પછી આ લોક અને પરલોક - કશુંય ત્યાં રહેતું નથી. ત્યાં તો કેવળ એક પરમાત્મા જ છે. આવું વિચારીને અસલી આનંદની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. જે મર્યા પછી પણ કાયમ રહે તે આનંદમાં પરિવર્તન થતું નથી, તે આનંદની કોઈ સીમા નથી, તે આનંદ ઘટતો નથી, તે નિત્ય આનંદ છે. આ નિત્ય આનંદની પ્રાપ્તિ માટે જો આપણે આ અનિત્ય સુખ લગાડી દઈએ તો શો વાંધો છે? - કેમ કે આ તો અનિત્ય જ છે. જે મૂર્ખ તે નિત્ય આનંદને છોડીને આ મિથ્યા આનંદ માટે પોતાનું જીવન વિતાવે છે તેણે આગળ જઈને ઘોર પશ્ચાત્તાપ કરવો પડે છે.

**યો ધ્રુવાણિ પરિત્યજ્ય અધ્રુવં પરિસેવતે ।**
**ધ્રુવાણિ તસ્ય નશ્યન્તિ અધ્રુવં નષ્ટ એવ હિ ॥**

જે મનુષ્ય નિત્ય વસ્તુ પરમાત્માની અવગણના કરીને સંસારના મિથ્યા પદાર્થોનું સેવન કરે છે તેને માટે સત્ વસ્તુ નષ્ટ થઈ જાય છે, તેનાથી તે વંચિત રહી જાય છે, તેને તે મળતી નથી. આ સંસારના પદાર્થો તો મિથ્યા જ છે, નાશવંત જ છે, એમની સાથે તો સંબંધ છે જ નહીં. આ બધી વાતો વિચારીને મિથ્યા સુખ અને ભોગોની બિલકુલ પરવા નહીં કરવી જોઈએ, તેમની એકદમ અવગણના કરવી જોઈએ. ત્યાં સુધી કે ત્રિલોકનું રાજ્ય પણ આપણા હાથમાં હોય તો તેને પણ ઠુકરાવી દેવું જોઈએ. એમાં ફસાઈને ગૂંચવાઈ નહીં જવું જોઈએ; કારણ કે એ ભોગો છે કેટલા દિવસો માટે? આ બધી વાતોને ધ્યાનમાં રાખીને આપણને ક્ષણમાત્રનું પણ અસલી સુખ જો મળે તો એના બદલામાં ત્રિલોકના ઐશ્વર્યને પણ એકદમ ઠુકરાવી દેવું જોઈએ. કોઈ કવિએ કહ્યું છે કે –

**જો સિર કાટે હરિ મિલે તો લીજે હરિ દૌર ।**
**ના જાને કિસ વેષમેં ગ્રાહક આવે ઔર ॥**

જો ભગવાનની પ્રાપ્તિ મસ્તક કાપવાથી થતી હોય તો તે જ

વખતે મસ્તક કાપી નાખો; કેમ કે મસ્તક કાપવાથી આ શરીરનો જ વિયોગ થશે ને? તે તો થવાનો જ છે. વળી, આ સંયોગ પણ શા કામનો? - આ તો દુઃખમય છે. સ્વયં ભગવાન કહે છે – **'અનિત્યમસુખં લોકમિમં પ્રાપ્ય ભજસ્વ મામ્'** (ગીતા - ૯/૩૩) મનુષ્યનું આ શરીર અનિત્ય અને ક્ષણિક છે. એમાં સુખ અને શાંતિ નથી. તમને જે સુખ અને શાંતિની પ્રતીતિ થાય છે તે વાસ્તવમાં સુખ-શાંતિ નથી. તેથી ભગવાન કહે છે કે મનુષ્યશરીર પામીને મારું ભજન કર, કેમ કે મારું ભજન કરવાથી તું મને જ પ્રાપ્ત કરીશ. આ બધી વાતો ધ્યાનમાં રાખીને જો આપણે એક ક્ષણ માટે પણ પરમાત્માને છોડીએ છીએ અથવા વિસારીએ છીએ, પરમાત્માને છોડીને સંસારના બીજા વિષયોને પકડીએ છીએ તો આપણે ગળામાં ફાંસો લગાવીને મરીએ છીએ. આ આપણા માટે ઘણી જ ખતરનાક વસ્તુ છે. સમજદાર મનુષ્યે આ વાતો સમજીને લાભ ઉઠાવવો, જોઈએ. આ વાસ્તવિક, યથાર્થ તત્ત્વની વાત છે. તમે થોડો વિચાર કરો. વિચારવાથી જ આ વાતો તર્કપ્રમાણથી પ્રત્યક્ષવત્ પ્રતીત થશે. આ એવી વાતો નથી કે અમે કહી દીધું કે શાસ્ત્રોમાં લખ્યું છે અને તમે માની લો. હું તો તર્ક અને પ્રમાણથી તમને બતાવી રહ્યો છું. તમે પ્રત્યક્ષ એ વાતને સમજી વિચારીને તમારી જાત પર અજમાવીને જોઈ લો. પરમાત્મા નિત્ય છે અને પરમાત્માવિષયક સુખ અસલી સુખ છે. ભગવાન નિત્ય છે, તેમનું નામ નિત્ય છે અને તેમનો સંયોગ નિત્ય છે. એમનો સંયોગ થયા બાદ, પછી તો વિયોગ થતો જ નથી.

**વેત્તિ યત્ર ન ચૈવાયં સ્થિતશ્ચલતિ તત્ત્વતઃ ।** (ગીતા - ૬/૨૧)

મનુષ્ય જે વેળાએ તે પરમાત્માના સ્વરૂપનો અનુભવ કરે છે, પછી ત્યાંથી ક્યારેય વિચલિત થતો નથી, ક્યારેય એનાથી ચ્યુત (ભ્રષ્ટ) થતો નથી, ક્યારેય એનાથી તેનું પતન થતું નથી. તેથી પરમાત્માના સ્વરૂપમાં આપણે હંમેશાં સ્થિત રહેવું જોઈએ. પરમાત્માને છોડીને બીજી કોઈ પણ વસ્તુનું ચિંતન કરવું એ આપણા માટે ઘણું ખતરનાક

છે. આપણને કુટુંબથી, ધનસંપત્તિથી, ઐશ્વર્ય અને ભોગોથી અને આ શરીરથી શું પ્રયોજન છે? આ શરીરથી આપણું પ્રયોજન એટલું જ છે કે એના થકી અપ્રાપ્તની પ્રાપ્તિ કરી લેવી જોઈએ. સ્વયં ભગવાન કહે છે કે 'તું નિરંતર મારું ચિંતન કર. હું તારું યોગક્ષેમ વહન કરીશ.

**અનન્યાશ્ચિન્તયન્તો માં યે જનાઃ પર્યુપાસતે ।**
**તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥**

(ગીતા - ૯/૨૨)

જે અનન્યભાવે મારું ધ્યાન અને ચિંતન કરતો રહીને ઉચ્ચ કોટિની ઉપાસના કરે છે તેનું યોગક્ષેમ હું વહન કરું છું. યોગક્ષેમનો ભાર જ્યારે ભગવાન પર છે ત્યારે હું એના માટે ચિંતા શા માટે કરું? મારે માટે તો એક જ વાત છે કે નિરંતર ભગવાનને યાદ રાખવા અને તેમનું ચિંતન કરવું. ભગવાન વારંવાર ઠેર-ઠેર કહે છે –

**અનન્યચેતાઃ સતતં યો માં સ્મરતિ નિત્યશઃ ।**
**તસ્યાહં સુલભઃ પાર્થ નિત્યયુક્તસ્ય યોગિનઃ ॥**

(ગીતા - ૮/૧૪)

હે પાર્થ! જે અનન્ય મનથી નિત્ય-નિરંતર મારું સ્મરણ કરતો રહીને મારું ભજન કરતો રહે છે એટલે કે હરહંમેશ મારું ધ્યાન કરે છે તે યોગી અર્થાત્ ભક્તને માટે હું સુલભ છું. બીજી કોઈ શરત નથી. બીજું બધું તો સ્વયં ભગવાન પોતાની મેળે જ કરે છે. ભગવાન કહે છે કે તેમના માટે બીજું કોઈ કર્તવ્ય નથી.

**તેષામહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ નચિરાત્પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥**

(ગીતા - ૧૨/૭)

જે મનુષ્યોએ મારામાં ચિત જોડી દીધું છે, મારામાં ચિતનો સમાવેશ કરી દીધો છે તેમનો હું આ મૃત્યુરૂપી સંસારસાગરમાંથી સમ્યક્પણે ઉદ્ધાર કરી દઉં છું. સાગરમાંના જળના તરંગોની સંખ્યા કોઈ બતાવી શકતું નથી, અસંખ્ય તરંગો હોય છે. એવી જ રીતે જન્મ-મરણની

સંખ્યા કોઈ બતાવી શકતું નથી. પૂર્વે કેટલી વખત જન્મ થયા અથવા ભવિષ્યમાં કેટલા જન્મ થશે તેની સંખ્યા કોઈ બતાવી શકતું નથી. ભગવાન કહે છે કે આવો જે જન્મ અને મૃત્યુરૂપી સંસાર છે તેનામાંથી હું સમ્યક્પણે તે સાધકનો ઉદ્ધાર કરી દઉં છું. સત્વરે એમાં વિલંબનું કોઈ કારણ નથી, હું સત્વરે તેનો ઉદ્ધાર કરી દઉં છું. કેવળ એક જ શરત છે કે મન મારામાં લગાવી દો. ભગવાન સ્પષ્ટ કહે છે –

**મય્યેવ મન આધત્સ્વ મયિ બુદ્ધિં નિવેશય ।**
**નિવસિષ્યસિ મય્યેવ અત ઊર્ધ્વં ન સંશયઃ ॥**

(ગીતા - ૧૨/૮)

'મારામાં મન પરોવ અને મારામાં જ બુદ્ધિને જોડી દે; એ પછી તું મારામાં જ નિવાસ કરીશ. એમાં કોઈ જ (લેશમાત્ર) સંશય નથી.'

ભગવાન મન અને બુદ્ધિના બે વિભાગ કરીને કહે છે કે તું મનને પણ મારામાં પરોવી દે અને બુદ્ધિને પણ મારામાં જોડી દે. એના પછી તું મને જ પ્રાપ્ત કરીશ; એમાં કોઈ શંકાની વાત નથી. ગીતાનાં વચનો સાક્ષાત્ ભગવાનના મુખેથી નીકળેલાં વચન છે. આ વાતોને ધ્યાનમાં રાખીને મન-બુદ્ધિને ભગવાનમાં જોડી દેવાં એ આપણું કર્તવ્ય છે. બુદ્ધિથી પરમાત્માના સ્વરૂપને સમજવું જોઈએ કે પરમાત્મા આવા છે; કેમ કે **'બુદ્ધિગ્રાહ્યં અતીન્દ્રિયમ્'** - તેઓ ઇન્દ્રિયોથી પકડાઈ શકાતા નથી, બુદ્ધિના જ ગ્રહણમાં આવે છે. બુદ્ધિ વડે પરમાત્માનું જે સ્વરૂપ સમજમાં આવે છે, બસ, તેમાં જ પોતાના મનને પરોવી દેવું. બુદ્ધિ વડે પરમાત્માના સ્વરૂપને સમજવું અને તેમાં મન પરોવી દેવું એટલે કે મન અને બુદ્ધિએ ભગવાનમાં પ્રવેશ કરવાનો છે. આ વાત ભગવાને ગીતામાં ઠેર-ઠેર કહી છે. **'મય્યર્પિતમનોબુદ્ધિર્મામેવૈષ્યસ્યસંશયમ્।'** - 'મારામાં મન અને બુદ્ધિને અર્પણ કરનારા મને જ પ્રાપ્ત કરી લે છે એમાં કોઈ સંશય નથી.'

~~■~~

# ભગવત્સ્મરણનો મહિમા

જેનું પરમાત્મામાં ધ્યાન લાગી ગયું તેણે બધા દેવતાઓની પૂજા કરી લીધી, બધાં તીર્થ કરી લીધાં, આખી પૃથ્વીનું દાન આપી દીધું, સૌનું કલ્યાણ કરી દીધું. ભગવાનના ધ્યાનનો આવો મહિમા છે. આવો જ ભગવાનના નામ-જપનો મહિમા છે. એક બાજુ એક ક્ષણ માટે ભગવાનના નામનો જપ અને બીજી બાજુ ત્રણે લોકનું રાજ્ય છે, તો પેલા એક ક્ષણના નામ-જપની સામે ત્રણે લોકનું રાજ્ય પણ કંઈ જ નથી, કેમ કે જો આપણે ભગવાનના નામને યાદ કરતાં-કરતાં મૃત્યુ પામ્યા તો આપણા આત્માનો ઉદ્ધાર થઈ ગયો. જો પરમાત્માના સ્વરૂપમાં આપણું ધ્યાન લાગી ગયું અને તે જ વખતે આપણું મૃત્યુ થઈ ગયું તો બ્રહ્મની પ્રાપ્તિ થઈ ગઈ; અને જો સંસારનું રાજ્ય કરતાં-કરતાં આપણું મૃત્યુ થયું તો આપણને શું મળ્યું? આ રાજ્ય તો મિથ્યા છે, સ્વપ્નવત્ છે, માયામાત્ર છે; અને બ્રહ્મના સ્વરૂપમાં સ્થિતિ રહેતાં આપણું મૃત્યુ થઈ જાય તો બેડો પાર થઈ જાય છે. ગીતામાં ભગવાને કહ્યું છે –

**એષા બ્રાહ્મી સ્થિતિઃ પાર્થ નૈનાં પ્રાપ્ય વિમુહ્યતિ ।**
**સ્થિત્વાસ્યામન્તકાલેઽપિ બ્રહ્મનિર્વાણમૃચ્છતિ ॥**

(ગીતા - ૨/૭૨)

'હે અર્જુન! આ બ્રહ્મને પામી ચૂકેલા મનુષ્યની સ્થિતિ છે. આને પ્રાપ્ત કરીને યોગી ક્યારેય મોહિત થતો નથી અને અંતકાળમાં પણ આ બ્રાહ્મી સ્થિતિમાં સ્થિત થઈને બ્રહ્માનંદને પ્રાપ્ત કરી લે છે.'

**યા નિશા સર્વભૂતાનાં તસ્યાં જાગર્તિ સંયમી ।**
**યસ્યાં જાગ્રતિ ભૂતાનિ સા નિશા પશ્યતો મુનેઃ ॥**

(ગીતા - ૨/૬૯)

સઘળાં ભૂતોની આ નિશા અર્થાત્ રાત્રિ છે અને રાત્રિના જેવો આ સંસાર છે અને તેના વિષયભોગ - એ બધાયે સ્વપ્નવત્ છે. જેમણે સંસારમાંથી મન, બુદ્ધિ, ઇન્દ્રિયોનો સંયમ કરી લીધો છે અને તેમને

પરમાત્મામાં જોડી દીધાં છે તેમને સંયમી કહે છે. તેવા મહાત્માઓ માટે કે જેમની પરમાત્મામાં સ્થિતિ છે, આ સંસાર સ્વપ્નવત્ છે, આ સંસાર સાથે તેમનો કોઈ સંબંધ નથી. સંસારના જે વિષયભોગોમાં પ્રાણીમાત્ર જાગે છે એટલે કે વિષયોનો ઉપભોગ કરે છે તે વિષયભોગો જ્ઞાની મુનિઓ માટે રાત્રિ સમાન છે. સઘળાં ભૂતોની જે રાત્રિ છે, જેમાં બધાં ભૂતપ્રાણીઓ સૂએ છે, એટલે કે સઘળાં ભૂતપ્રાણીઓને તે પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન જ હોતું નથી. પરમાત્માના સ્વરૂપનું જેમને બિલકુલ જ્ઞાન હોતું નથી તેઓ પશુ સમાન છે. તે પરમાત્માના સ્વરૂપમાં તે સંયમીઓ જાગે છે એટલે કે એમનો અનુભવ કરે છે. બ્રહ્મના સ્વરૂપનો અનુભવ કરવો તેને જાગવું કહે છે. બ્રહ્મના સ્વરૂપમાં જેમની સ્થિતિ છે, પરમાત્માના સ્વરૂપનું જેમને ધ્યાન છે તે બ્રાહ્મી સ્થિતિ છે. તે ધ્યાનમાં જે મૃત્યુ પામે છે એટલે કે અંતકાળમાં એવી સ્થિતિ થઈ જાય અને આવી સ્થિતિમાં એના પ્રાણ ચાલ્યા જાય તો તે નિર્વાણ બ્રહ્મને એટલે કે સાક્ષાત્ પરમાત્માને પ્રાપ્ત કરી લે છે. ભગવાન કહે છે –

**અન્તકાલે ચ મામેવ સ્મરન્મુક્ત્વા કલેવરમ્ ।**
**યઃ પ્રયાતિ સ મદ્ભાવં યાતિ નાસ્ત્યત્ર સંશયઃ ॥**

(ગીતા - ૮/૫)

'જે અંતકાળ વેળાએ પણ મને યાદ કરતો કરતો (શરીર છોડી) જાય છે તે મારા ભાવને અર્થાત્ મારા સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે, એમાં કોઈ શંકાની વાત નથી.' આપણે વિચારવું જોઈએ કે આપણે પરમાત્માના નામનું અથવા તેમના સ્વરૂપનું સ્મરણ કરી રહ્યા છીએ અને તે સમયે આપણા પ્રાણ ચાલ્યા ગયા તો આપણું કામ બની ગયું; અને જો સંસારનું સ્મરણ કરતા કરતા ગયા તો આપણી દુર્ગતિ થશે કેમ કે ભગવાન કહે છે –

**યં યં વાપિ સ્મરન્ભાવં ત્યજત્યન્તે કલેવરમ્ ।**
**તં તમેવૈતિ કૌન્તેય સદા તદ્ભાવભાવિતઃ ॥**

(ગીતા - ૮/૬)

મનુષ્ય જે જે ભાવનું સ્મરણ કરતો - યાદ કરતો - કરતો જે જે સ્વરૂપ અથવા યોનિને યાદ કરતો-કરતો જાય છે તેને જ તે પ્રાપ્ત કરી લે છે. હંમેશાં જે ભાવથી ભાવિત થયેલો એટલે કે જે પ્રકારે હંમેશાં અભ્યાસ કરે છે તે પ્રકારે મૃત્યુના સમયે તે જ ભાવથી ભાવિત થયેલો તેને જ પ્રાપ્ત કરી લે છે. આનાથી એ વાત સિદ્ધ થઈ કે મરતી વખતે જેવો ભાવ હોય છે તે અનુસાર જ ભાવી જન્મ થાય છે. પરમાત્માનું સ્મરણ થાય તો પરમાત્માને પ્રાપ્ત કરે છે અને મનુષ્યનું સ્મરણ થાય તો મનુષ્યને પ્રાપ્ત કરે છે. આ જ સિદ્ધાંતને લઈને ભગવાન કહે છે –

**'તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર।'** – હે અર્જુન! તું હરહંમેશ મારું સ્મરણ કર, કેમ કે તુ જો હરહંમેશ મારું સ્મરણ કરીશ તો તું મને જ પ્રાપ્ત કરી લઈશ અને જો બીજાને યાદ કરીશ તો બીજાને પ્રાપ્ત કરીશ. આનાથી એ સિદ્ધાંત સિદ્ધ થઈ ગયો કે જો ક્ષણમાત્ર માટે પણ ભગવાનનું સ્મરણ કરીએ તો આપણને તે ક્ષણમાત્રથી ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે. ન જાણે કઈ ક્ષણે આપણો પ્રાણ જાય એની આપણને ખબર નથી. તેથી આપણે હરહંમેશ ભગવાનને યાદ કરવા જોઈએ. આપણે ભગવાનને શા માટે છોડીએ? જો આપણે એક ક્ષણ માટે પણ ભગવાનને વીસરીએ છીએ તો એ મોટું નુકસાન છે. તેથી શાસ્ત્રો, વેદ અને મહાત્માઓ કહે છે કે જો તમે ચેતી જશો તો એ તમારે માટે મહાન લાભ છે; નહીં તો મહાન હાનિ છે. પાછળથી પશ્ચાત્તાપ કરવાથી પછી કોઈ લાભ નથી. પશ્ચાત્તાપ કરવાથી તે ચીજ ક્યારેય પાછી નથી મળતી. પુત્ર મરી જાય તો તેને માટે રોવાથી શો લાભ? પોતાની પ્રિયમાં પ્રિય પત્ની કે પુરુષ મરી જાય તો મર્યા પછી રોવાથી તે ફરી પાછી આવનારી નથી. એવી જ રીતે અહીંથી વિદાય થયા પછી આ મનુષ્યશરીર આપણને મળનારું નથી. તેથી જ્યાં સુધી આ મનુષ્યશરીર આપણા અધિકારમાં છે ત્યાં સુધી તેનાથી વધારેમાં વધારે લાભ ઉઠાવી લેવો જોઈએ. આ જ બુદ્ધિમાની છે, આ જ સમજદારી છે.

સંસારભરમાં સઘળા વિશ્વમાં અધ્યાત્મ-વિષયમાં ગીતા જેવો કોઈ

ગ્રંથ નથી. ગીતા સૌથી શ્રેષ્ઠ છે એમ કહેવું એ અતિશયોક્તિ નથી. બીજા ધર્મોમાં આવું કોઈ પુસ્તક છે જ નહીં; બલકે આપણા હિંદુ ધર્મ, આર્ય ધર્મ – જે સનાતન વૈદિક ધર્મ છે - તેમાં પણ ગીતા જેવું કોઈ પુસ્તક નથી. આ વાત ધ્યાનમાં રાખીને ઋષિઓએ કહ્યું છે - **'સર્વશાસ્ત્રમયી ગીતા'** – ગીતા સર્વશાસ્ત્રમયી છે, એટલે કે બધાં શાસ્ત્રોનો સાર છે. વળી, વેદવ્યાસજીએ ભીષ્મપર્વમાં ગીતાનો ઉપદેશ આપ્યા પછી આ વાત કહી છે –

**ગીતા સુગીતા કર્તવ્યા કિમન્યૈઃ શાસ્ત્રવિસ્તરૈઃ ।**
**યા સ્વયં પદ્મનાભસ્ય મુખપદ્માદ્વિનિઃસૃતા ॥**

મહાભારતમાં ગીતાના અઠારમા અધ્યાય પછીના અધ્યાયમાં આ શ્લોક મળે છે. ગીતાને સુગીતા કરવી એ કર્તવ્ય છે. 'સુગીતા'નું તાત્પર્ય એ છે કે સારી રીતે તેનો અનુભવ કરવો જોઈએ, તેનું ગાન કરવું જોઈએ. ગીતાનું ગાન સારી રીતે કરવું જોઈએ, કારણ કે ગીતા છંદબદ્ધ હોવાથી ગાવાની પણ ચીજ છે. તેનાં પદ બહુ જ સુંદર છે, ગીતાનું સંસ્કૃત પણ ખૂબ સરળ અને મધુર છે, ભાવયુક્ત છે અને તે ભગવાનની વાણી છે. ભગવાન યોગીઓના યોગી, કવિઓના કવિ, વિદ્વાનોમાં વિદ્વાન અને તેજસ્વીઓમાં પણ તેજસ્વી, સૌ કરતાં શ્રેષ્ઠ છે. ભગવાનના જેવું દુનિયામાં બીજું કોઈ નથી, માત્ર ભગવાન જ છે. આ (ગીતા) સ્વયં ભગવાનના મુખેથી કહેવાયેલી છે, તેથી તેનું અધ્યયન સારી રીતે કરવું જોઈએ, તેનું ગાન કરવું જોઈએ. ગીતાના ઉચ્ચારણ સમયે ખૂબ પ્રેમવિભોર થઈને, મુગ્ધ થઈને તેનું ગાન કરવું જોઈએ. આપણે ગીતાનું જે ગાન કરીએ છીએ તે સાધારણ રૂપે કરીએ છીએ, શ્રદ્ધા અને પ્રેમથી ગદ્ગદ થઈને નથી કરતા. નહીં તો, ભગવાને પ્રગટ થવું જ પડે. જ્યાં ગીતાના પ્રેમમાં મુગ્ધ થઈને મનુષ્ય ગીતાનું ગાન કરે છે ત્યાં ભગવાને પ્રગટ થવું પડે છે.

~~■~~